



ॐ

# સ્વ૦ ધનલક્ષ્મીબ્હેન

તે

## રા૦ રાજારામ શામજી ધોળુ કોન્ટ્રાકટરનાં

## ધર્મપત્નીને સ્મરણાંજલિ.

(તેમનાં જીવનની રૂપરેખા સહિત.)

'यत्रनार्यस्तु पूज्यन्त रमन्ते तत्र देवताः।
यत्रतांस्तु न पूज्यन्तो सर्वास्तत्राफलाः क्रियाः॥

મનુ૦

—:०:—

લેખક અને પ્રકાશક:
પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રેક્ટર.
મુ૦ વીરાણી (તા૦ નખત્રાણા–કચ્છ.)

સને ૧૯૩૪. સંવત ૧૯૯૦



ॐ

# સ્વ૦ ધનલક્ષ્મીબ્હેન

તે

## રા૦ રાજારામ શામજી ધોળુ કોન્ટ્રાકટરનાં
## ધર્મપત્નીને સ્મરણાંજલિ.

(તેમનાં જીવનની રૂપરેખા સહિત.)

'यत्रनार्यस्तु पूज्यन्त रमन्ते तत्र देवताः ।
यत्रतांस्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥

મનુ૦

—:o:—

લેખક અને પ્રકાશક :

પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રેકટર.

મુ૦ વીરાણી (તા૦ નખત્રાણા–કચ્છ.)

સને ૧૯૩૪. સંવત ૧૯૯૦

॥ ૐ ॥

# સ્વ૰ ધનલક્ષ્મીબ્હેન

તે

# રા૰ રાજારામ શામજી ધોળુ કોન્ટ્રાકટરનાં ધર્મપત્નીને સ્મરણાંજલિ.

(તેમનાં જીવનની રૂપરેખા સહિત.)

'यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रतांस्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥
મનુ૰

—:o:—

લેખક અને પ્રકાશક :
પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રેકટર.
મુ૰ વીરાણી (તા૰ નખત્રાણા–કચ્છ.)

સને ૧૯૩૪. સંવત ૧૯૯૦.

પ્રસીધ્ધકર્તા:
**પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રેક્ટર.**
મુ૦ વીરાણી (તા૦ નખત્રાણા-કચ્છ.)

પુસ્તક મળવાનું ઠેકાણું:—
**પ્રસિધ્ધકર્તા પાસેથી**
અને
**પટેલ વાલજી જીવરાજ કોન્ટ્રેક્ટર**
ઠે૦-શેઠ વેલજી શીવજીની વાડીમાં
જૈન ઉપાશ્રયની બાજુમાં
મુ૦ ઘાટકોપર-(જી. આઇ. પી. રેલ્વે.)

મુદ્રક:
ઈશ્વરપ્રસાદ **સી. જોષી.**
**જોષી પ્રેસ,** ગીરગામ રોડ, મુંબઈ ૪.

સ્વ૦ શ્રીમતી ધનલક્ષ્મી બ્હેન.



Life: 52 years

જન્મ
સવત્ ૧૯૩૮. ← Year: 1881-82

અવસાન
Year: 1933-34 → સવત ૧૯૯૦

# ઉત્સર્ગ.

—:૦:—

**જ્ઞાતિનાં સુજ્ઞ ભાઈઓ અને સુશીલ બ્હેનો,**

જેમને શુદ્ધ સનાતન ધર્મમાં અખંડ શ્રધ્ધા છે, ચારિત્ર અને શીયલ પ્રત્યે સદ્‌ભાવ છે, પોતાની વીર જ્ઞાતિને શુદ્ધ અને સંસ્કારી બનાવવાના કોડ છે, અને જેઓને જ્ઞાતિના સુધારક ભાઈઓના પવિત્ર સેવાયજ્ઞમાં સાથ પૂરી, આ જગતમાં કંઈક પણ કરી જવાની ધગશ છે, એવાં સહૃદયી જ્ઞાતિરત્નોને સ્વર્ગસ્થ શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનને સમર્પિત કરેલી અંજલીની આ ન્હાનીસરખી પુસ્તિકા સવિનય અર્પણ કરૂં છું.

શુભ ચિન્તક જ્ઞાતિબંધુ

**નારાયણ.**

# નિવેદન.

—

જગતની સ્ત્રીઓમાં આર્યાનું-હિંદુ સ્ત્રીનું-સ્થાન અનોખું છે. વિશ્વનારીઓમાં આર્યરમણી જૂદી જ ભાત પાડે છે.

સતીધર્મ અને શીયળનું અસિધારાવ્રત અખિલ બ્રહ્માંડમાં એક માત્ર હિંદુ સ્ત્રીએ જ પાળી જાણ્યું છે.

આજના સ્ત્રી-પુરૂષની સમાન સત્તાના વિચારપ્રધાન યુગમાં પ્રાચીન સતીના રિવાજની પ્રશંસા કરવી, અને મૃત પતિના શબની સાથે સહગમન કરનારી પતિવ્રતાને સદ્‌ભાવની નજરે જોવામાં કદાચ આજના સંસ્કૃતિપ્રેમીને પ્રાચીનતાની ગંધ આવશે, પરંતુ સારાય જગતનો ઇતિહાસ તપાસતાં રાજપુત રમણીઓના જોહર વ્રત જેવા પ્રસંગો બીજી કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં મળી શકશે નહિં.

અગ્નિ સમક્ષ જે પતિને શરીર સમર્પ્યું, તેની સાથે જન્મ જન્માન્તર સુધી એકાત્મારૂપ બની રહી, પતિને પરમાત્માતુલ્ય પૂજ્ય સમજી, એમનો અસહ્ય વિયોગ સહન કરવાને બદલે સંસારની મોહમાયા મમતાના પરિત્યાગપૂર્વક પતિની ભડભડ બળતી અગ્નિ ચિતા ઉપર હસ્તે ચહેરે ચડીને પોતાના અમૂલ્ય માનવજીવનનું ઉત્સાહપૂર્વક મોંઘેરૂં બલિદાન આપનારી, જગતની સપાટી ઉપર હિંદુ નારીની જોડમાં આસન મેળવી શકે, એવી પવિત્ર સ્ત્રીઓ બીજી કોઇ પણ ભૂમિ કે પ્રજામાં આજ સુધી પેદા થયેલી જોવા જાણવામાં આવી નથી. આજે પણ પતિપરાયણતા, સહનશીલતા, નમ્રતા અને સેવાભાવમાં

હિંદુ સ્ત્રીની સરખામણીમાં બીજા કોઇ પણ દેશની સ્ત્રીજાતિ ભાગ્યેજ ઉભી રહી શકે.

જ્ઞાન–વિજ્ઞાન–પરાક્રમો–સાહસ અને હુન્નર કળાનાં અવનવા ક્ષેત્રોમાં બીજા દેશની સ્ત્રીઓ ભલે આગળ વધી હશે, પરંતુ અવિભકત કુટુંબની સુંદર ગૃહવ્યવસ્થામાં અને પતિ સેવાના પ્રશ્નમાં તો આજસુધીના ઇતિહાસની નજરે આર્યા એક જ અને અજોડ છે. એ સીધી સાદી ભોળી ગરીબ હિંદુ નારીને આજની સુધરેલી પાશ્ચાત્ય રમણી જેવાં નૃત્ય, સંગીત કે વક્તૃત્વકલાનાં પ્રદર્શન ભરતાં કદાચ નહીં આવડતાં હોય, પરંતુ ન્હાની સરખી પોતાના ધણીની કમાઇમાંથી કરકસરથી સંસાર ચલાવી સલાહ–સંપ અને શાન્તિપૂર્વક પોતાના કુટુંબનું ગૃહરાજ્ય ચલાવી, ન્હાનાં મ્હોટા સર્વને સંતોષવાની કળા તેને ઘણી સારી આવડે છે.

ઘરની ગરીબી જગતને જાણવામાંયે ન આવે, એવી સુંદર કુટુંબ–વ્યવસ્થાને તે સાચવી જાણે છે. પતિની નબળી સ્થિતિમાં પારકી મૂલ મજુરી કરી, પારકા વાસણ, લુગડાં કરીને અથવા દળાણું દળીને પણ પોતાના પતિ અને બાળકોને સુખી રાખવા માટે હિંદુ સ્ત્રોના જેવો, બીજી કોઇ પણ સ્ત્રી પોતાનું જીવન નીચોવીને મોંઘેરો ભોગ નહીંજ આપી શકે, એ નિર્વિવાદ વાત છે. આજના કઠોર કર્મયુગમાં તલવાર કે બંદુક ઉઠાવી પોતાની બહાદુરી બતાવવાનો પ્રસંગ આપણા દેશના પુરૂષ વર્ગને પણ પ્રાપ્ત નથી, ત્યાં બિચારી નારી જાતિની તે શી વાત? દિવસ રાત ઘર સંસારની ખટપટમાં રોકાયેલી સ્થિતિમાં સતી પદ્મણી કે લક્ષ્મીબાઇ જેવાં પરાક્રમો

તે ક્યાં કરી બતાવવા જાય? છતાંય મૂલ મજુરી કરનારા સ્વામીને સાથ આપી, છેકજ ગરીબ હાલતમાંથી ઉંચે ચડવાની લોખંડી નિસરણી ઉપર મક્કમ પગલે આગળ વધવામાં પોતાનાં જીવન સર્વસ્વને કસી કસીને કામે લગાડનારી, અતિ સામાન્ય સંસ્કારો મળેલા હોવા છતાં, ધ્યેયની પ્રાપ્તિ થાય, ત્યાં સુધી એક પણ ડગલું પાછી નહિ હઠનારી, સહનશીલ, મહેનતુ અને કામકાજમાં ખડતલ નારીને, જો કંઈ સન્માન કે ગૌરવ ઘટી શકતાં હોય, તો આજનાં સામાન્ય વચલી સ્થિતિ ભોગવનારાં અનેક હિંદુ કુટુંબોમાં એવી પવિત્ર અને સન્માનપાત્ર પતિપરાયણ સતીઓ આપણને અનેક મળી આવશે.

એવીજ એક સન્નારી, જેના પવિત્ર જીવનની એક ટુંકી રૂપરેખા અત્રે આપવામાં આવેલી છે, એ સુશીલ, સદાચારી અને ગુણીયલ નારી પોતાના વિશાળ હૃદયબળ તેમજ પ્રેમાળ સ્વભાવથી, પોતાના પરિચયમાં આવનારાં તમામ સ્ત્રી પુરૂષોનાં હૃદયમાં સ્થાન મેળવી શકી હતી. એ બ્હેનનો મને આજે અનેક વર્ષોનો પરિચય, એમની બાલ્યાવસ્થાથી તે પ્રૌઢ વય સુધીની એમની કારકીર્દિ દરમિયાન જગતના તડકા છાંયામાં—એકરંગથી એ પવિત્ર બાઇએ પોતાનું જીવન કેવી સુંદર રીતે ભોગવી જાણ્યું, ગરીબીમાં કે શ્રીમંતાઇમાં પોતાના હૃદયની સમતા કેવી નિભાવી પોતાના સહવાસમાં આવનારાં તમામનાં તેણે મન કેવાં હરી લીધાં હતાં, અને કસોટીના કપરા પ્રસંગોમાં પોતાના મગજની કમાન જાળવી, તેણે પોતાનો ગરીબ ઘર સંસાર નિભાવી સુધારીને કેવો સ્વર્ગ જેવો બનાવી દીધો હતો, પોતાના પતિને, સંબંધીઓને, જ્ઞાતિજનોને, અને



આડોસીપાડોસીઓને પણ હંમેશાં એમનું સ્મરણ ખટકતું રહે, એવી મીઠી રહેણીકરણીથી તેણે એક સન્નારીનું જીવન કેવી ઉત્તમ રીતે જીવી જાણ્યું હતું? એનું એક ન્હાનું સરખુ સંભારણું કાયમ રાખવા માટે આ સામાન્ય સ્મરણ--અંજલિ હું એ બ્હેનને સમર્પવાને આકર્ષાયો છું.

અમારી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીનો તો આજ સુધી સામાન્ય રીતે દુકાળજ ચાલે છે. ત્યારે આજથી આશરે ૪૫-૫૦ વરસો પહેલાં તો કન્યા કેળવણીનું અમારી જ્ઞાતિમાં નામ-નિશાન પણ ન હોય, એ વખતે જન્મીને આજના યુગને છાજે એવું સંસ્કારી જીવન ભોગવવાને ભાગ્યશાળી થયેલી, સદ્દગત સુશીલ બ્હેન **"ધનલક્ષ્મી"** ની આ ટુંકી જીવનરેખા, મને આશા છે કે અનેક ભાઈ અને બ્હેનોના કુટુંબમાં પ્રેરણાનાં પીયુષ રેડી એક સુંદર દૃષ્ટાંતરૂપ થઇ પડશે તો આ લેખક પોતાના પ્રયાસની સફલતા સમજશે.

અક્ષયતૃતિયા
સંવત ૧૯૯૦.
વીરાણી (તા. નખત્રાણા-કચ્છ)

**પટેલ નારાયણજી રામજીભાઇ**
કોન્ટ્રેકટર.



# અનુક્રમ.

—:o:—

ॐ तत् सत्

# સ્વ૦ ધનલક્ષ્મીબ્હેન રાજારામ કોન્ટ્રાકટરનાં જીવનની રૂપરેખા.

—:o:—

## પ્રકરણ પહેલું.

### જન્મ અને બાલ્યવય.

પુરાણુપ્રસિદ્ધ કશ્યપ ઋષિની પવિત્ર તપોભૂમિ હોવાથી, કશ્યપ દેશ–કચ્છ પ્રદેશના નામને પ્રાપ્ત કરનારી કચ્છની ભૂમિ, મહા ગુજરાતમાં અન્તર્ગત હોવા છતાં, તેની સાહસિક અને પરાક્રમી પ્રજાને યોગે ગુજરાતના બીજા ભાગો કરતાં તે પોતાની જૂદીજ ભાત પાડી, પોતાનું અનોખું સ્થાન આજ સુધી નિભાવી રહી છે.

કચ્છી ભાષાની પેઠે કચ્છનો ભૂભાગ પણ કર્કશ, બર્બર અને મનુષ્યનાં શરીર બળની કસોટી કરે એવો કઠિન મનાય છે. તેમાં પણ એ કર્કશ ભૂમિમાં ખેતીનો ધંધો કરનાર કૃષિકાર વર્ગની તો પૂરેપુરીજ કસોટી થાય છે, એમાં જરાય અતિશયોક્તિ નથી. દર વરસે સરાસરી સાત આઠ ઇંચ વરસાદ થાય તે પણ અનિયમિત. એ વરસાદને આધારે કઠિન પહાડી અને ટેકરા ટેકરીવાળી બરડ ધરાદેવીને ખેડી, પલાળી તેની પાસેથી રસ-કસભર્યો પાક મેળવવા માટે કેટકેટલી મહેનત મુશીબત અને હાડતોડ મજુરી કરવી પડતી હશે, એ તો અંગત અનુભવનો પાઠ શીખ્યા વિના ભાગ્યેજ ધ્યાનમાં ઉતરે એવી

વાત છે, છતાંય એ ભૂમિના ભાગ્યે ત્યાંની પ્રજા એવી મહેનતુ સાહસિક અને ઉદ્યોગી નીવડી છે કે તેણે હિંદની પ્રજાઓમાં પોતાનું ઉચ્ચ સ્થાન પોતાના પરાક્રમોને પ્રભાવે નક્કી કરી લીધું છે.

**કન્યાકુમારીથી કાશ્મીર** અને **કરાંચીથી કલકત્તા** સુધીની હિંદની ચારે દિશાઓમાં નજર નાખતાં જણાય છે કે હિંદના **તીર્થક્ષેત્રોમાં, વિદ્યાલયો, અન્નક્ષેત્રો, હોસ્પીટલો** અને જગતના ઉપયોગનાં સાર્વજનિક ખાતાઓમાં કચ્છી પ્રજાનો મ્હોટો હિસ્સો છે.

જ્યાં જ્યાં એ સાહસિક કચ્છી પ્રજાએ પગ મુકયો, ત્યાં વ્યાપાર ઉદ્યોગમાં પોતાની એકધારી મહેનત, સત્યનિષ્ટા અને અડગ ઉત્સાહથી સફલતા મેળવીને કચ્છ ભૂમિનું મુખ ઉજવળ કર્યું છે.

કપાસ, અનાજ, અને કરિયાણાના વેપારમાં, કોન્ટ્રાકટ અને ખાણના ઉદ્યોગમાં, કારખાનાં અને યંત્રાલયોની હુન્નરકળામાં છેલ્લા સૈકાના પશ્ચિમની ગોરી પ્રજાના સંસર્ગ પછી હિંદની જે કંઈ પ્રગતિ થઇ છે, તેમાં કચ્છીઓનો હાથ અને હિસ્સો જેવો તેવો નથી. એ કચ્છી પ્રજામાં ખેડુતવર્ગનો મુખ્ય ભાગ કડવા પાટીદાર જાતિનો છે. એ કડવા કણબીઓ મૂળ તો ગુજરાતના વતની હતા અને પોતે સ્વીકારી લીધેલા "પીરાણા સતપંથ" ધર્મને નિભાવવા ખાતર એમને પોતાનો સ્વદેશ ગુજરાત છોડીને કચ્છ જેવા સૂકા વેરાન-કઠિન દેશમાં નિવાસ કરવો પડયો છે. એમનાં જીવન વહેવાર અને ધર્મનો ઇતિહાસ પણ કંઇક અજબ છે. એના સબંધમાં સવિસ્તર ઐતિહાસિક હકીકત **"કુર્મી ક્ષત્રીય ઉત્પત્તિ અને ઇતિહાસ"** નામક

ગ્રંથમાં તેમજ **"પીરાણા સતપંથની પોલ** અને **સત્યનો પ્રકાશ"** નામના પુસ્તકમાં ક્રમવાર વિસ્તારથી આપેલી છે. અહિં તો એટલુંજ જણાવવાની જરૂર છે કે એ કડવા પાટીદાર જ્ઞાતિ કચ્છમાં રહેતી હોવા છતાં કચ્છી પ્રજાથી અનેક રીતે તે અલગ છે. કચ્છી સામાન્ય પ્રજાની ભાષા કચ્છી છે. ત્યારે આ કણબીઓએ પોતાની મૂળ ગુજરાતી ભાષાને કચ્છમાં પણ આજ દિવસ સુધી નીભાવી રાખી છે. કચ્છી પ્રજા જ્યારે બહુ ભાગે સનાતન હિંદુ ધર્મને અને વેદ માર્ગને અનુસરતા **વૈષ્ણવ, શૈવ, શાક્ત** વિગેરે સંપ્રદાયોને માને છે, ત્યારે કચ્છની આ પાટીદાર કણબી જ્ઞાતિ જેને **"સતપંથ"** કહે છે, એવા અર્ધદગ્ધ પીરાણા **સતપંથને** પાળે છે. એમના **સંસ્કારો** એમની **લગ્નવિધિ** અને એમના **મરણાન્તર સંસ્કાર** પણ જુદીજ રીતે થાય છે. બારે વર્ષે ગોદાવરી જેવી એમની લગ્નપ્રથા, પણ બાર બાર વર્ષને અંતરે એકજ સાલમાં એક સામટી કન્યાઓને તેમજ છોકરાઓને એકજ મુહૂર્તે પરણાવવાની છે. અને મરણ વખતના અગ્નિ સંસ્કારને સ્થાને **ભૂમિદાહ દેવાની** એટલે **દાટવાની** પદ્ધતિ પણ ચાલુ છે. આજે પરમાત્માની કૃપાએ કેટલાક ભાઈઓને એમનાં પૂર્વ સ્વરૂપનું ભાન કરાવી બાપદાદાના પવિત્ર **વૈદિક ધર્મ** તરફ એમની વૃત્તિ પાછી વાળવાના ભગીરથ પ્રયાસો ચાલી રહ્યા છે, અને ઇષ્ટ દેવની કૃપાથી એ પવિત્ર પ્રવૃત્તિને સારી સફળતા મળવા લાગી છે. એટલે ઘણે સ્થળે હવે વેદ વિધિથી લગ્નો થવા લાગ્યાં છે, અને બીજા જીવનના સંસ્કારો તેમજ પ્રસંગોમાં પણ પરધર્મી આચાર વિચારોનો ત્યાગ કરી કચ્છના કડવા કણબી ભાઇઓ પોતાના પૂર્વજોના પવિત્ર

સનાતન ધર્મનો પુનઃ સ્વીકાર કરવા લાગ્યા છે. એ કચ્છની કડવા કણબી જ્ઞાતિના અનેક સાહસીક ભાઇઓ આજે તો દેશ-પરદેશમાં વેપાર રોજગાર, કોન્ટ્રાક્ટ અને ખાણ કે ખેતીના ધંધામાં જોડાઇ પ્રશંસાપાત્ર રીતે પૈસા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હિંદની પ્રતિષ્ઠિત ઉંચી જ્ઞાતિઓમાં પોતાનું સ્થાન મેળવવા ભાગ્યશાળી થયા છે, એ વખતે સ્વભાવિક જ એમની હૃદયવૃત્તિ વિશાળ જગતના સહવાસમાં આવીને ઉદાર વિચારોને ધારણ કરવા લાગી છે, જેથી પીરાણા સતપંથના સાંકડા **વિધર્મી** આચાર વિચારોનો પરિત્યાગ કરી પોતાના પૂર્વજોના શુદ્ધ ધર્મ પ્રત્યે વખાણવા લાયક વલણ બતાવી રહી છે.

એ કચ્છની ચૂસ્ત પીરાણાપંથી કડવા કણબીની જ્ઞાતિમાં **સૌ. "ધનલક્ષ્મી"** બ્હેનનો જન્મ થયો હતો. એક વિદેશી કવિ લખે છે કે "જંગલની વેરાન ભૂમિમાં પણ **ગુલાબ**ના છોડ ઉગે છે. પત્થરના ટુકડાઓમાં પણ કોઇ સ્થાનેથી **હીરા** હાથ લાગે છે, અને સમુદ્રના કાંઠાની રણભૂમિમાં પણ શીતળ મીઠા પાણીની વીરડીઓ મળી આવે છે." એ કથનને સત્ય કરવા માટે સૌ. **ધનલક્ષ્મીબ્હેન,** કચ્છના નાનામાં નાના **લોડવા** ગામના રહીશ પટેલ **વાલજી ભાણજી રામજીઆણી**ને ઘેર વિક્રમ સંવત ૧૯૩૮ માં જન્મ પામ્યાં. પોતાના બીજા જ્ઞાતિબંધુઓની પેઠે વાલજી પટેલના બાપદાદા પણ ગુજરાતમાંથી કચ્છમાં આવીને વસ્યા હતા અને પરદેશની પરભૂમિમાં દેશ, કાળ, સ્થિતિને અનુસરી ખેતીની પ્રવૃત્તિથી પોતાનો આબરૂભેર નિર્વાહ ચલાવતા હતા.

કચ્છના કણબીઓનું કૌટુંબિક જીવન એટલે ખરેખરૂં

કસોટીમય અવિશ્રાંત જીવન. ખેતીના ધંધાને અંગે કુટુંબની સ્ત્રીઓ અને બાળ બચ્ચાંઓનો પણ ઢોર અને વાડી ખેતરની મૂલ મજુરીમાં પૂરેપૂરો હિસ્સો હોયજ. પુરૂષ વર્ગ દિવસ ઉગ્યા પહેલાં જ વાડી અથવા તો ખેતરે જાય, ત્યારે ઘરને આંગણે છાણ વાસીદાં અને વલોણાંની ઘરમાં એક પહોર રાત્રિ હોય ત્યારથીજ ધમાલ શરૂ થાય. એ વખતે ઘરના ઓરડા, ઓસરી વાળવાનું, વાસણો માંજવાનું, બાળકોને રમાડવાનું, સાચવવાનું અને પાણીછાણીનું ન્હાનું ન્હાનું ઘરકામ ન્હાનાં પાંચ છ વર્ષનાં બાળકોને ફાળે આવે છે. બપોરના અવકાશને વખતે વાડી કે ખેતરોમાં માબાપને બનતી મદદ કરવાનું પણ બાળપણથી તેમને વ્યાવહારિક શિક્ષણ મળે છે. આજે પણ ખેડુત કણબીનાં પાંચ સાત વરસનાં બાળકોની એજ દશા ચાલી આવે છે. એમને ભણાવી ગણાવી હોશીયાર કરવાની માબાપોને કંઇ જરૂર જણાતી નથી, કેમકે ખેતરને તો ચોપડા કે નામાં કંઇ હોતાંજ નથી! એમનાં ખાતાં ચલાવનાર વાણીઓ ભલે વ્યાજનું વ્યાજ ગણીને બાર મહિને બમણા કરે, અથવા હોળી દીવાળીના તહેવારની જૂદી રકમો ગણી, એક વખત આપી એ વખત ખાતે માંડે, અને કમનસીબ કણબીનાં છોકરાંના છોકરાં ભલે એ કરજનાં જોતરાં બળદોની પેઠે કાંધે ધુંસરી ભેરવી જીવે ત્યાંસુધી તાણયાજ કરે, પરંતુ છોકરાં ભણે ગણે તો વંઠી જાય અને પછી બાપદાદાના ખેતીના ધંધામાં પુરૂં ધ્યાન પણ ન આપે. નામાની નોકરી કરવી હોય કે વેપાર ખેડવો હોય તેને જ ભણવાની જરૂર છે. મુલ મજુરી અને ખેડ કરી, કમાઇ ખાવાને સરજાયલા કણબીના છોકરાને માટે સામાન્ય અક્ષરજ્ઞાનની પણ જ્યાં

આમ જરૂર જણાતી ન હોય, ત્યાં બાળાઓને કન્યાશાળામાં મોકલી, ભણાવી ગણાવી સંસ્કારી બનાવવાની તો કલ્પના પણ ક્યાંથી જ હોય?

બ્હેન ધનબાઇને પણ આજથી પચાસ વરસો અગાઉના અજ્ઞાનના અંધકારમય યુગમાં સામાન્ય અક્ષરજ્ઞાનનો લાભ પણ ન મળે, એ સ્વાભાવિકજ છે. તંદુરસ્ત શરીર, સ્વભાવે રાંક, રમતીયાળ, હસમુખી પ્રકૃતિ અને ગરીબ કુટુંબના પરિશ્રમી સંયોગોમાં પાંચ છ વરસની વયથી જ તેને ઘરકામનો અભ્યાસ પાઠ શરૂ થયો. બ્હેન ધનબાઇ પોતાનાં ભાઇ ભાંડુઓમાં સૌથી મોટી હતી, અને પોતાથી ન્હાની બીજી ચાર બ્હેનો હતી. એમનાં અનુક્રમે નામો બ્હેન રતનબાઇ, દેવકીબાઇ, ગોમતીબાઇ અને વીરબાઇ તથા લધાભાઇ નામે એક જ ભાઇ. એ સઘળા ભાંડુઓમાં સૌથી મોટી બ્હેન હોવાથી પોતાનાં ન્હાંનાં ભાઇબ્હેનોને તેડવા, રમાડવા, સાચવવા સંભાળવાનું કામ બાળપણથીજ તેને શિર આવી પડ્યું હતું. એ બ્હેન ધનબાઇએ પોતાના પ્રેમાળ અને કુદરતી કુટુમ્બ વત્સલ સ્વભાવથી ભાવપૂર્વક ઉપાડી લીધું હતું. તે ઉપરાંત બાળપણથીજ વાસણ વાસીંદા જેવું હળવું હળવું ઘરકામ તે હોંસે હોંસે કરતી અને ઉત્સાહપૂર્વક પોતાના માતા પિતાને મદદરૂપ થઇ પડતી હતી.

બાળ વયથીજ ઉદાર અને ત્યાગવૃતિને લીધે કંઇ સારી ખાવાની ચીજ વસ્તુ પોતાને મળે તે ન્હાંના ભાઇ બ્હેનોને આપી દઇ એમના આનંદમાં આનંદ અને એમના સુખ સંતોષમાં શાંતિનો અનુભવ કરતી હતી.

આઠ દસ વરસની વય થતામાં તો ઘણાખરાં સઘળાં

કામકાજનો અર્ધો બોજો એણે શિરે ઉપાડી લીધો હતો અને એ નાની વયથીજ ગરીબ ઘરની સાદી પાકશાળામાં રસોઇ કરવાનું શિક્ષણ તેણે મેળવવા માડયું.

માતા જ્યારે પોતાના પતિને મદદ કરવા વાડી કે ખેતરના કામકાજમાં દિવસનો ઘણો વખત રોકાયલી રહે ત્યારે બાળપણથીજ ઠાવકાઈ અને ઠરેલપણાના પાઠ શીખેલી ધનબાઈ ઘર સંભાળતી, અને ભાઇ બ્હેનોની સારી રીતે માવજત રાખતી.

બાળપણથીજ માબાપ અને ભાંડુઓને વધારે ઉપયોગી શી રીતે થઈ શકાય, એવી એની પ્રેમાળ અને પરગજુ પ્રકૃતિ હતી.

માત્ર ઘર કામમાંજ એ બ્હેન કુશળ હતી અને ઘર બહારનાં જીવનમાં એમનું કંઈ લક્ષ ન્હોતું એમ માનીએ તો બ્હેન ધનલક્ષ્મીને આપણે બહુજ અન્યાય કર્યો કહેવાય.

ગ્રામ્ય જીવનમાં અવકાશના વખતે નિર્દોષ રમતગમતનો અને ગીતો રાસડાઓ વિગેરે ગાવાનો ગામડાંની નિવૃતિ-પ્રધાન પ્રજામાં સાધારણ રીતે સારો પ્રચાર હોય છે. બ્હેન ધનલક્ષ્મી એવી નિર્દોષ રમતગમતોમાં પણ અગ્રેસર ભાગ લેતી હતી, અને આડોશીપાડોશીના બાળકો સાથે હસી ખુશીથી હળીમળીને સદ્‌ભાવથી વર્તતી હતી. એથી બધાં આડોશીપા-ડોશી અને જ્ઞાતિજનોની પણ એના ઉપર ઘણી પ્રીતિ હતી. સ્વભાવિક રીતે રમતગમતમાં બાળકો પરસ્પર લડી પડે છે એવા પ્રસંગે લડનારાઓને સમજાવી એ બ્હેન બીજાં બાળકોના ઝઘડાઓનું પણ સમાધાન કરાવતી, અને કોઇ પ્રસંગે ઝઘડા-ખોર બાળકો અન્યાયથી વરતે તો એ વખતે પોતે ખમી ખાતી, પણ સામે થઇને ઝઘડો ઉભો થવા દેતી ન્હોતી. આવી શાંત

અને સહનશીલ પ્રકૃતિને લીધે એ બ્હેન ઘરનાં અને બ્હારનાં, પ્રસંગમાં આવતાં સઘળાં પરિચિત જનોની એ માનીતી હતી.

વાર તહેવારોના મંગળ દિવસોમાં ગામની બાળાઓની આગેવાની લઇને પોતાના મધુર કંઠથી એ સુંદર ગીતો ગવરાવતી, અને ગામના લોકો એ વખતે ખુશ થઇને પરસ્પર વાતો કરતા કે, આ ધનલક્ષ્મી કન્યા બહુજ ભાગ્યશાળી છે, અને જેના ઘરમાં એનાં પગલાં થશે એ ઘર પણ જરૂર ભાગ્યશાળી બનશે. આવી રીતે આ સદ્‌ભાગી બાળાનું બાળવય સુખ સંતોષ અને શાન્તિમાં પસાર થઈ ગયું અને જોતજોતાંમાં દશ અગીઆર વર્ષની એની વય થઈ.

## પ્રકરણ બીજું.

## લગ્ન અને વિવાહિત જીવન.

સમય તો પોતાનું કામ કરતોજ રહે છે. એ કોઇને માટે બેસી રહેતો નથી. આજથી પચાસ વર્ષ પહેલાં આપણી સમાજની કેવી સ્થિતિ હશે, એની સૌને સહજ કલ્પના થઈ શકે તેમ છે. પારણામાંથીજ બાળકોને પરણાવી પોતાની ફરજ માંથી મૂક્ત થનારાં માતપિતાની નજરે પાંચ સાત વર્ષની વયનાં બાળકોને પરણાવી દેવામાં કંઈપણ અસામાન્ય કે અયોગ્ય જણાતું ન્હોતું. તેમાં પણ કુરૂઢી અને કુસંસ્કારોમાં દટાયલી પાટીદાર કણબીની જ્ઞાતિનું તો પૂછવુંજ શું? એ વખતે પુખ્ત વયનાં લગ્નનું તો નામ નિશાન પણ કયાંથી હોય? છતાં દૈવની અનુકુળતાથી બ્હેન ધનલક્ષ્મીનું લગ્ન છેકજ બાળ વયમાં થવા પામ્યું ન્હોતું. કારણ કે અનેક અનિષ્ટ રિવાજોમાં આવી ભરાયલી કડવા પાટીદાર જ્ઞાતિનો, તેમના આગલા ગુજરાતના વસવાટ

વખતનો એક રિવાજ તેમનામાં કાયમ રહી ગયો હતો. આગળ જણાવ્યા પ્રમાણે ધાર્મીક મતભેદથી જ્યારે એ કણબી ભાઇઓને પોતાની વ્હાલી વતનની ભૂમિકા છોડીને દરિયાપારની કચ્છ ભૂમિમાં નાશી આવવાનો અને આજીવિકા ચલાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે લગ્ન અને મરણ પ્રસંગના તેમના ઘણાખરા સંસ્કારોનું પરિવર્તન થઈ ગયું હતું. ગુજરાતમાં તો છૂપી રીતે તેઓ પીરાણાપંથમાં દીક્ષિત થયા પછી "ગુપ્તી" તરીકે એટલે ઘરને ખુણે એ ધર્મ પાળતા, પરંતુ જાહેરમાં તેમના આચાર વિચાર બહુ ભાગે સનાતની હિંદુઓના જેવાજ હતા. જ્ઞાતિની ધર્મ ક્રિયાઓ બ્રાહ્મણો કરાવતા. વાર તહેવાર અને ઉત્સવો પણ હિંદુ શાસ્ત્રાનુસાર પાળવામાં આવતા અને ન્હાની મ્હોટી સઘળી ધર્મ ક્રિયાઓમાં બ્રાહ્મણોનુંજ વર્ચસ્વ હતું. કેમકે "બ્રાહ્મણને વચને અને સૂરજની શાખે" એ જાહેર સૂત્રને ભોળી કણબી જ્ઞાતિ કચ્છમાં પગ મુકયો ત્યાં સુધી વળગી રહી હતી. પરંતુ પીરાણાપંથ ચલાવનાર અને સ્થાપક સૈયદ ઈમામશાહ બડો બાજીગર પુરૂષ હતો. પોતાની આલ ઔલાદની આજીવિકા આરામથી ચાલે અને પોતાના સેવકોની જીવનપ્રણાલીમાં પોતાની સંસ્થાના તથા વારસ ધણીરણી બની રહે, એવી તેણે અજબ બાજી રચી હતી. દરેક સેવકની કમાણીનો દશમો હિસ્સો પીરાણાની ગુરૂગાદીને દરેક વરસે ચુકાવી દેવાનો—**દશોંદ**નો—ફરજીયાત કર તેણે સેવકોના માથા પર ઠોકી બેસાડયો હતો. અને જ્યાં જ્યાં સેવકો વસ્તા હોય, ત્યાં એ પંથના સૈયદો તે ઇમામશાહના વારસદારો, એ લાગો ઉઘરાવવાને દર વરસે પધરામણી કરતા. એ પ્રસંગે ભોળા

કણબીઓ તેમને મિષ્ટાન્ન ભોજન જમાડી, દશોંદના પૈસા ચુકાવી આપતા.

કચ્છના કણબીઓમાંથી દશોંદની એ રકમ દર વરસે આશરે અરધા લાખ રૂપિયાની થતી. અને અજ્ઞાન ગરીબ કણબીઓ ખોટી ધર્મશ્રધ્ધાથી દોરવાઇને દર વરસે એ રકમ રાજીખુશીથી ચુકવી આપતા.

કણબીઓના આચારવિચાર બહારથી હિંદુ જેવાજ હોવાથી તેમને ત્યાં આ મુસલમાન સૈયદોની આવ જાવ તરફ બીજી હિંદુ જાતિઓનું ધ્યાન ખેંચાતાં કણબીઓનું વર્તન બીજા હિંદુઓમાં ખાસ ચર્ચાપાત્ર થઇ પડતું. એનાપર ઢાંકપીછેડો કરવા માટે ઇમામશાહી પીરાણા પંથમાં તેના બાહોશ પ્રવ-ર્તકે એવી યુક્તિ રચી હતી કે કણબીની જ્ઞાતિના એક સેવકને ત્યાગની દીક્ષા આપી "કાકો" બનાવતા અને એ કાકાને રીતસર મુસલમાની ક્રિયાઓથી મુમના એટલે "મોમીન" બનાવવામાં આવતો. પણ બહારની રીતભાત, ભગવા કપડાં વગેરે એક સાધુના જેવો આબેહૂબ દેખાવ રાખવા દેવામાં આવતો જેથી જગતની નજરે હિંદુ મનાતા કણબી સેવકોને ત્યાં તેની આવજાવ કોઇ જાતની શંકા કે ચર્ચાનો વિષય ન થઇ પડે. કચ્છમાં પણ સૈયદોની વતી લાગાનાં ઉઘરાણા માટે બહુ ભાગે "કાકા" નું દર શાલ આગમન થવા લાગ્યું. સંવત ૧૯૩૨ ની સાલમાં પ્રાગજી કાકા નામનો સેવક એ વખતે કાકાની ગાદી ઉપર હતો. એ ચૂસ્ત પીરાણાપંથી અને સૈયદોનો પક્ષપાતી હતો. એ કાકાએ વિચાર કર્યો કે જયાં સુધી આ ભોળા કણબીઓને ઘેર સર અવસરે બ્રાહ્મણોનો પગ

રહે ત્યાં સુધી પીરાણાની એકહથ્થુ સત્તા જમાવી નહીં શકાય. એકજ મ્યાનમાં બે તલવારો એક સાથે નહિ રહી શકે, અને જતે દહાડે આ લોકોને કંઈક સમજણ આવશે, ત્યારે બુદ્ધિશાળી બ્રાહ્મણો આપણું પાખંડ ઉઘાડું પાડીને કાલાન્તરે પાટીદારોના જીવન સંસારમાંથી પીરાણાપંથને પાણીચું અપાવ્યા વગર નહિજ રહે. માટે પાણી આવ્યા પહેલાં પાળ બાંધવાની ખાસ જરૂર છે. કચ્છના કણબીઓનો વસવાટ નવોસવો હતો. કેળવણીનો સદંતર અભાવ હતો. રૂઢી બળવતર હતી. ધાર્મિક ઝનૂન અને વહેમનાં જાળાંઓમાં ખેડુતોનું જીવન ગુંચવાયલું હતું. એ વખતે એમના ઘર સંસારમાંથી જો બ્રાહ્મણોના પગ ટળી જાય, તો પીરાણાના સૈયદોનું સામ્રાજ્ય અખંડ અને અબાધિત ચાલ્યા કરે. આવી દુષ્ટ વૃત્તિથી તેણે કણબીઓના વસવાટવાળાં કચ્છના પંદર ગામોના મુખી પટેલોની સહીથી એવો ઠરાવ પસાર કરાવી લીધો હતો કે, કણબીઓને ઘેર હિંદુ બ્રાહ્મણો કે સાધુ સન્યાસીઓનો પગપેસારો કોઈપણ પ્રકારે ન થવો જોઈએ.

લગ્ન વખતે હિંદુ ધર્મવિધિનો ત્યાગ કરી, પીરાણા પંથની "**દુવાથી**" લગ્નો કરવાં અને દુવા પણ પંથનો મુખી પઢીને લગ્ન કરાવી આપે. ચોરી કે બ્રાહ્મણોની તેમાં દખલ ન થવી જોઇએ. મરણાંતર ક્રિયા પણ પીરાણા પંથની પધ્ધતિથી કરવી અને મૃતક દેહને અગ્નિદાહ નહીં આપતાં, દાટવાની ક્રિયા કરવી. સૈયદો સિવાય બીજા સાધુ સેવડાઓ કે બ્રાહ્મણોને માનવા નહિં. તેમજ ભાટચારણ અને વૈવંચા સદાને માટે બંધ કરવા કે જેથી ભવિષ્યમાં આ પાટીદારો કઇ જાતના છે, તેનું પણ ઠામ ઠેકાણું ન રહે. વિગેરે વિગેરે.

આવા સખ્ત ધારાધોરણથી કચ્છના કણબીઓને ચોતરફથી બાંધી પીરાણાપંથ પ્રવર્તકોએ કચ્છની પાટીદાર જ્ઞાતિમાં પોતાનું અચલ થાણું જમાવી દીધું હતું. આ અનિષ્ટ અને નાશકારક ઠરાવ, કચ્છ માનુકવાવાળા કચ્છી પાટીદાર કોમના એક પ્રસિદ્ધ પુરૂષ અને આગેવાન કોન્ટ્રાકટર **"પટેલ જીવરાજ વસ્તા લીંબાણીએ"** કચ્છના કડવા પાટીદારોના "કીર્ત્તિ ધ્વજ" એ નામથી પ્રસિદ્ધ કરીને કચ્છી કણબી કોમને પીરાણાના પ્રચંડ પાખંડથી જાણીતા કરવાનું મહાન પુણ્ય સંપાદન કર્યું છે.

આ પ્રસંગ અત્રે વિસ્તારથી સમજાવવાનું ખાસ એજ પ્રયોજન છે કે, બ્હેન ધનલક્ષ્મીનાં લગ્ન પણ એ વિચિત્ર પીરાણા પંથની વિધિથી થયાં હોવા છતાં, એ બ્હેનનું પવિત્ર વિવાહિત જીવન વૈદિક સનાતની લગ્નવિધિને શોભાવે, અને સતી આર્યા ગૃહિણીને છાજે એવું સુખરૂપ નિવડયું હતું, જે આગળ સવિસ્તર વર્ણવેલું છે.

કચ્છના કડવા પાટીદારોમાં ગુજરાતનો જે રિવાજ જળવાઈ રહ્યો, તે બાર વરસે એકજ તિથિ અને એકજ મુહૂર્ત્તે જ્ઞાતિની કન્યાઓનાં એક સામટાં લગ્નો કરવાનો છે. બ્હેન ધનબાઈનો જન્મ સંવત ૧૯૩૮ માં થયો અને કડવા પાટીદારોનો લગ્ન યોગ સંવત ૧૯૪૦ માં ઉપસ્થિત થયો. પ્રભુ કૃપાએ યોગ્ય કુટુમ્બનું યોગ્ય પાત્ર નહિ મળવાથી એ બ્હેનનો સગપણ સંબંધ નક્કી થયો હોતો, એથી બે વરસની છેક નાદાન ઉમરે લગ્નના સાણસામાં સપડાઈ જતાં એ બ્હેન બચી ગયાં હતાં. જો સંબંધ નક્કી થયો હોત તો જરૂર એ વયમાંજ તેમનાં લગ્ન ઉજવાયાં હોત.

એ સામુદાયિક લગ્નની મોસમ વીતી ગયા બાદ થોડાજ સમ-

થને અંતરે સંવત ૧૯૪૦ માં કચ્છ માનુકવાના રહીશ પટેલ. શામજી મનજી ધોળુના પુત્ર શ્રી. રાજારામ શામજી સાથે એમનો વાગ્દાન સંબંધ થયો. ત્યાર બાદ લગભગ દશ વરસે કડવા કણબીઓમાં પાછી લગ્નની મોસમ સંવત ૧૯૫૦ માં આવી. એ વખતે બાર વર્ષની વયે બ્હેન ધનલક્ષ્મીનાં લગ્ન પીરાણાપંથની "દુવા" ની વિધિએ લોડવા ગામના મુખીની મારફત કરવામાં આવ્યાં.

નવપરિણિત કન્યાને સાસરીયાનાં સુખ દુઃખની અનેક કલ્પનાઓ હોય છે. સાંસારિક જીવનના તર્કવિતર્કો ન્હાની બાળાના નાનાસરખાં હ્રદયને ખળભળાવી મુકે છે. અમારી કચ્છી કડવા પાટીદાર કોમમાં લગ્ન થયા બાદ કન્યા જો ઉમર લાયક ન હોય તો, પુખ્ત ઉમર થતાં સુધી તેને પીયરમાંજ રહેવાનું હોય છે. બ્હેન ધનલક્ષ્મી પણ સોળ વરસની વયે ખરી રીતે સાસરીઆમાં આવ્યાં. એમના સાસરા પણ ગરીબ સ્થિતિનાજ હતા, એટલે જીવન નિર્વાહ નિમિત્તે ઘરનાં કામ ઉપરાંત સૌને પોત પોતાનાં હિસ્સા પ્રમાણે મૂલ મજૂરી પણ કરવી પડતી, છતાં એ બ્હેને સાસરીયામાં આવીને સંસારનો ઘણો ખરો બોજો હસ્તે ચહેરે પોતાને માથે ઉપાડી લીધો. મહેનતુ અને ચંચળ પ્રકૃતિ હોવાથી તેના અંગમાં આળસ ન્હોતું. ઘરના કામ કાજનો પીયરમાં સારો અનુભવ મળ્યો હોવાથી સાસરિયાના સંસારમાં તેને મુંઝાવું પડે તેમ ન્હોતું. સ્વભાવે રંક અને સંતોષી હોવાથી સૌના હ્રદય જીતી સાસરામાં સુખ સન્માનથી રહેવાનું તેને માટે કંઈ મુશ્કેલ ન્હોતું. બ્હેન ધનબાઈને બે જેઠાણીઓ અને બે નણંદો પણ હતી. એમના મન સાચવી સહનશીલતાથી સૌને રાજી રાખવાની તેઓ પુરતી કાળજી રાખતાં. આ પ્રમાણે થોડા સમયમાં પોતાના સાત્વિક અને

નિખાલસ સ્વભાવથી, સેવાભાવી સરલ વૃત્તિથી, પરોપકારી પ્રેમાળ પ્રકૃત્તિથી, અને આત્મા તેમજ હૃદયની ઉદારતાથી સસરાનાં વ્હોળા કુટુંબમાં તેઓ દીપી નીકળ્યાં. અને સસરાના ગામમાં ગુણીયલ અને ઠાવકી, શાંત અને સુશીલ વહુ તરિકે તેનાં ચોમેર વખાણ થતાં. હિંદુ સંસારમાં નવી વહુને ભાગ્યે સારો આદરભાવ અને પ્રશંસા બહુ ઓછી જ લખાયલી હોય છે. પરંતુ એ બાબતમાં બ્હેન ધનલક્ષ્મી પોતાના સદ્‌ગુણોના પ્રતાપે સદ્‌ભાગી નીવડયાં.

એમના પતિ રા૦ રાજારામને દેશકાલ પ્રમાણે શિક્ષણ બહુજ નજીવું મળ્યું હતું. છતાં એમનો સ્વભાવ પ્રેમાળ અને મીલનસાર હતો. ગરીબ ઘરસંસારનો બોજો બાળપણથી જ માથા પર આવી પડેલો હોવાથી જુવાનીનું મોજીલાપણું કે રમતગમતના દિવસો વ્હેલા વ્હેલાજ વીતી ગયા હતા. અને ઉગતી ઉમરથીજ બાપદાદાની ખેતીની પ્રવૃત્તિમાં ધ્યાન આપી પોતાની શકિત પ્રમાણે ખેતીવાડીના કામકાજની મહેનત મજૂરી કરવી પડતી હતી, પરંતુ તેથી કુટુંમ્બનું ભરણપોષણ પણ મહામુશ્કેલીએ થતું હતું એટલે પોતાના જીવનની દિશા બદલવા માટે તેમણે બીજા ધંધા તરફ ધ્યાન દેવા માંડયું.

કચ્છ દેશમાં નવા નવા હુન્નર ઉદ્યોગોનો તો આજ દિવસ સુધીયે અભાવ છે. માણસોની સંખ્યાના પ્રમાણમાં કામ બહુ થોડું અને મૂલ મજુરી કરનારની છતને લઇ મજુરીના દર પણ ઘણાજ ઓછા અને મહામુશ્કેલીએ આજીવિકા ચાલે. આવા સંયોગોમાં ખેતીવાડીના કામનો પરિત્યાગ કરી પોતાના અંગ અને અનુભવને માફક આવે એવો લાકડાં વેરવાનો ઉદ્યોગ હાથ ધર્યો. એ કામ ખડતલ અંગમ્હેનતનું હોવાથી તેની મજુરીનો

દર કંઈક સારો મળતો. સારો બાંધો અને જુવાન વય હોવાથી પસીનાને ટીપે પાંચ પૈસા વધારે કમાવાની લાલચે તેમણે ખંતથી એ ધંધો ખેડવા માંડયો, અને થોડાજ વખતમાં ને પ્રવૃતિમાં પણ સારો અનુભવ મેળવી તેમણે સંતોષપૂર્વક મહેનત કરવા માંડી.

શ્રી. રાજારામભાઈને તેમનાથી મ્હોટી ઉંમરના બે ભાઈઓ હતા. ભાઈ રતનસી સામજી અને હીરજી સામજી તેઓ પણ પોતાની પરિસ્થિતિને અંગે મૂલ મજુરી કરી કુટુમ્બનો નિર્વાહ ચલાવતા હતા. આ પ્રમાણે આ ગરીબ કણબી કુટુમ્બ અવિભક્ત રહીને રાજીખુશીથી પોતાના દિવસો સંતોષથી નિર્ગમન કરતું હતું.

એટલામાં અચાનક અણધારી આફત આવી પડી. સંવત ૧૯૫૬ ની સાલમાં હતભાગી હિન્દુસ્તાન ઉપર ભયંકર દુષ્કાળના રાક્ષસે પોતાના વિનાશકારક હાથ લંબાવ્યા. હિંદના સઘળા દેશોમાં અપાર ત્રાસ વર્તી રહ્યો. હિંદની ગરીબડી પ્રજા દુઃખે પાપે મહેનત મજુરી કરી માંડ માંડ પેટનો ખાડો પૂરતી હોય તેને આવો જબરો આઘાત જરૂર પ્રાણઘાતક જ નિવડે. અન્ન-જળના અભાવે દેશમાં ચોમેર ગરીબ મનુષ્યો તેમજ મુંગા પશુઓનાં મુડદાં ઢગલા બંધ પડવા લાગ્યાં. જીવવા માટે સાથેજ મહેનત કરનારાં, હિંદના અનેક મનુષ્યો અને ઢોરો પણ મરણપથારીએ પાસે પાસેજ સોડ તાણી જગતને દેખાડી દેતાં હતાં કે હિંદના હતભાગી મનુષ્યોની કિંમત પશુઓ કરતાં કંઈ પણ વિશેષ નથી! એ વિક્રાળ છપ્પનિયાના દુકાળમાં હજારો મનુષ્યો અને લાખો મુંગાં પશુઓનો અકાળે વિનાશ થયો હતો.

ઝાડના મૂળીઆં, પાન, અને ખડધાન ખાઇને બૂઝાઈ જતા જીવન દીપકને ટકાવી રાખવા માટે લાખો ગરીબો બિચારા વ્યર્થ પરિશ્રમ કરતા અને પાંચ પંદર દિવસોનો ભૂખમરો વેઠી પ્રભુના ધામ તરફ વિદાય થતા. એ ભયંકર છપ્પનીઓ દુકાળ ગુજરાત કરતાં કાઠિયાવાડને અને કાઠિયાવાડ કરતાં પણ કચ્છ પ્રદેશને ઘણોજ અસહ્ય ત્રાસરૂપ નિવડયો. એ કારમા દિવસોમાં લોકોએ એક એક ટંકના અનાજને માટે પોતાની કુખમાં પાકેલાં પ્રાણથી પ્યારાં બચ્ચાંઓને વેચીદેવાના પણ અસંખ્ય દાખલાઓ મળી આવ્યા છે.

કચ્છની કહાણી તો એ વરસે કમકમાટ ઉપજાવે એવી હતી. જે કચ્છીઓએ જીન્દગીભર પરદેશનું પાણી પીધું ન્હોતું, તેમને ઘરબાર અને વતન છોડી દેહને પ્રાણનો સંબંધ કાયમ રાખવા માટે જ્યાં કામધંધો મળે ત્યાં દેશ દેશાન્તર જવાનો અનિવાર્ય પ્રસંગ પ્રાપ્ત થયો, અને કચ્છની લગભગ ચોથા ભાગની પ્રજા, એ દુકાળના દુઃખી દિવસોમાં પોતાનો દેશ તજી મુંબઈ, કરાંચી, અને કલકત્તા તરફ ધંધાર્થે ચાલી નીકળી. રા૦ રાજારામ તથા તેના બન્ને મોટા ભાઇઓ પણ આ કુદરતી આવી પડેલી આફતને પહોંચી વળવા માટે કચ્છ અને કુટુંબને તજી કરાંચી–મુંબઈ તરફ ચાલી નીકળ્યા અને ત્રણે ભાઇઓ ત્યાં લાકડાં વેરવાનો ધંધો કરી બે પૈસા કમાઈ ગુજરાન ચલાવવા લાગ્યા.

એ વખતે બ્હેન ધનબાઈ પોતાની જેઠાણીઓ અને નણંદોની સાથે દેશમાં રહીને મૂલ મજુરી કરીને એ મહાન દુષ્કાળના દિવસો વિતાડતા હતા. મૂંગા પશુઓને જીવાડવા માટે ઘાસ-ચારાનું તો કશુંએ ઠેકાણું ન્હોતુ માટે સીમમાંથી ખજુરીના મૂળીઆં

ખડધાન તેમજ દાભડો ખોદી લાવી જેમ તેમ એ ગરીબ નિરાધાર જીવોને જીવાડવાની અથાગ મહેનત કરી. આવી રીતે કુદરત અને કાળની સાથે લડીને એ દુષ્કાળનું વરસ અપાર મહેનત તેમજ સહનશીલતાથી વીતાવ્યું. એટલા સમયમાં પુરૂષવર્ગ પણ પરદેશમાં કામધંધે લાગીને પાંચ પૈસા પેદા કરતો થયો હતો. એજ સમયમાં દરેક ભાઇ પોતપોતાના કુટુંબનો ભાર ઉપાડી લે, અને જૂદે જૂદે સ્થળે કામકાજ કરતા હોવાથી કુટુમ્બનો બોજો ત્રણ હિસ્સે વહેંચાઇ જાય, એવા હેતુથી એ અવિભકત કુટુમ્બના ત્રણે ભાઇઓ છૂટા થયા અને દરેકને પોતાના કુટુમ્બનીજ ફિકર અને વ્યવસ્થા કરવાની રહી. રાજારામભાઇ મુંબઇમાં લાકડાં વેરવાના કામમાં ઠીક હોશીયાર થઈ ગયા હતા. અને સંતોષથી કુટુમ્બનો નિર્વાહ ચલાવી શકે એવી સ્થિતિમાં આવી ગયા હતા, એટલે સંવત ૧૯૫૮માં પોતાની પત્નીને તેઓ પોતાની સાથે મુંબઈ તેડી લાવ્યા.

## પ્રકરણ ત્રીજું.

## સ્વતંત્ર ગૃહસંસાર અને મુંબઈનું જીવન.

મુંબઈમાં કચ્છી લોકોનો વસવાટ માંડવી, મસ્જીદબંદર, વડગાદી અને જી. આઈ. પી. રેલવે લાઇનપર આવેલા મુંબઈનાં પરાંઓમાંજ વિશેષ છે.

સાધારણ કમાઇમાં શહેરનો વાસ ઘણો આકરો પડતો હોવાથી એ વખતે નવા વસેલા ઘાટકોપરમાં કચ્છના ગરીબ કણબી વર્ગની વસ્તી વિશેષ હતી. એ પરૂં નવું વસ્તું હોવાથી નવાં બાંધકામોને લીધે વેરણીયા, સુતાર, લુહાર, કડીઆ કામની મજૂરી ઠીક મળતી હતી. એટલે રાજારામ પણ પોતાના કુટુ-

મુબ સાથે ઘાટકોપરમાં એક ન્હાની સરખી કોટડી રાખીને પોતાની પત્ની સાથે રહ્યા. તેઓ લાકડાં વેરવાનું કામ કરતા અને બ્હેન ધનલક્ષ્મીએ પોતાની જ્ઞાતિના થોડા ભાઇઓને વીશીના જેવી પદ્ધતિથી જમાડવાની વ્યવસ્થા કરી આપી. આજીવિકા મેળવવાના કામમાં પોતાના પૂજ્ય પતિને ઉમંગથી મદદ કરવા લાગ્યાં. જેઠજેઠાણી અને કુટુમ્બનો અંકુશ હોવા છતાં એ બ્હોળા કુટુમ્બના સઘળા માણસોનું મન પ્રસન્ન રાખી, જે બ્હેન સુખ સંતોષથી જીવન ગાળી શકતાં, એમને પોતાનું ગરીબ છતાં શાંત અને સ્વતંત્ર જીવન સુખશાન્તિથી ગુજારવામાં કંઇ મુશ્કેલી પડે તેમ ન્હોતું. આવી રીતે બે ત્રણ વર્ષ શાંતિમાં મહેનત મજૂરીથી પસાર કર્યાં, એટલા સમયમાં રાજારામભાઇ પણ પોતાની ચાલાકી અને કુદરતી અક્કલહુશીયારીથી કમાણીમાં આગળ વધ્યા હતા.

સંવત ૧૯૬૦-૬૧ માં લાકડાના વેપારી શેઠ આમદ ગાંગજી નામના એક ખોજા ગૃહસ્થને ત્યાં નોકરીમાં રહ્યા. મજૂરો પાસેથી કામ લેવામાં, લાકડાં વેરાવવાના અને તેને દોરા દેવાના કામમાં રાજારામ ઘણા હુશીઆર હોવાથી આમદ શેઠની તેમના ઉપર સારી પ્રીતિ અને લાગણી હતી. રાજાભાઇના હાથ નીચે પાંચ દશ મજૂરોની જોડી લાકડા વેરવાનું કામ કરતી અને પોતે દેખરેખ રાખી શેઠને સારો નફો મળે એવી રીતે કામ લેતા હતા. એ વખતે સંવત ૧૯૬૧ માં રાજારામભાઇને અચાનક પોતાને વતન કચ્છ તરફ જવાનું થયું. દેશ જતી વખતે તેમણે પોતાના શેઠને ત્યાંથી રૂ. ૫૦) પચાસની રકમ ખચીને પેટે પોતાને ખાતે અંગઉધાર લીધી હતી. એમણે લાકડાં વેરવાના કામપર પોતાના જાતભાઇઓને રોકેલા હતા.

તેઓ રાજાભાઇની ગેરહાજરીમાં પણ હંમેશના ધોરણસર પોતાનું લાકડા વેરવાનું કામ કરતા રહ્યા હતા. રાજારામભાઇની ગેર-હાજરીમાં એક અવનવો પ્રસંગ બની ગયો કે જેને લીધે શ્રીમતી ધનલક્ષ્મી બ્હેનની પતિભક્તિ તેમજ હૃદયબળની એક અસામાન્ય કસોટી થઇ.

મજુરી અને મૂડીવાદના અનાદિ ઝઘડાએ આ ન્હાના સરખા લાકડાના વેપારીના કારખાનામાં પણ અચાનક દેખાવ દીધો. રાજાભાઇએ પોતાની દેખરેખ નીચે પોતાની ઓળખાણના અને જ્ઞાતિના કેટલાક કણબી ભાઇઓને અમુક મજૂરીનો દર ઠરાવી કાયમના કામપર રાખી લીધા હતા. એ માણસો મહેનતુ અને પ્રમાણિક હોવાથી કામમાં પૂરતો સંતોષ આપતા હતા, અને સોંપેલું કામ વખતસર સારી રીતે કરી આપતા હતા.

રાજાભાઇની ગેરહાજરીમાં કેટલાક કામ વગર નવરા બેસી રહેલા વેરણીઆઓએ આહમદ શેઠની પાસે જઇ ચાલુ દર કરતાં ઓછે ભાવે વેરવાનું કામ કરી આપવાની માંગણી કરી. કાયમના રોકેલા માણસોને કહ્યા કે પૂછ્યા વિના આહમદ શેઠે એ કામ ઓછે ભાવે વેરનારા માણસોને સોંપી દીધું, અને રાજાભાઇએ રોકેલા માણસોને બીજા કશાપણ કારણ વગર એકાએક રજા આપી દીધી. થોડા પૈસાના લોભની ખાતર શેઠના આ અન્યાયથી બિચારા એ ગરીબ પ્રમાણીક માણસોને ધંધો રોજગાર ટળી જતાં ઘેર બેસવાનો વખત આવ્યો.

પંદર વીસ દિવસો વીતી જવા બાદ રાજારામભાઇ કચ્છથી પાછા ફર્યા, ત્યારે એ ભાઇઓએ એમની પાસે શેઠના ક્રૂર અન્યાયની ફરીયાદ કરી. એથી રાજાભાઇએ શેઠને જઇને જણાવ્યું કે કાયમને માટે ભાવ ઠરાવી મેં જે માણસોને

શેકયા હતા, એમને મારી ગેરહાજરીમાં વગર વાંકે કાઢી મુકીને તમે થોડા લોભની ખાતર નિર્દયતા વાપરી જૂના કામ કરનારાઓને ઘણો અન્યાય કર્યો છે. તેમજ મારૂં સ્વમાન કે વચન જાળવવાની પણ તમે દરકાર ન કરી, એ કંઇ વ્યાજબી ન કહેવાય, છેવટ મારા આવવા સુધી તો રાહ જોવાની તમારી ફરજ હતી, માટે જો સારા માણસોને રજા આપવી જ હોય" તો મને પણ રજા આપો. જ્યાં કામની કદર ન થાય અને સ્વમાન ન જળવાય, ત્યાં નોકરી કરવાને હું રાજી નથી. રાજાભાઇની આ દલીલથી આહમદ શેઠ ગુસ્સે થયા અને તેમણે ચોકખું સંભળાવી દીધું કે તમારા ઠરાવ કે વચનથી હું કંઇ બંધાયલો નથી. મને તો જેનાથી પાંચ પૈસાનો વધારે લાભ થાય, તેને હું મારી મરજી મુજબ કામ સોંપીશ. શેઠના પૈસા કરતાં જાતભાઇઓની લાગણી તમને વધારે જણાય છે! પણ કોને રાખવા ને કોને રજા દેવી એ તપાસવાનું કામ મારૂં છે. હું કંઇ તમારો બંધાયલો નથી. વાત ખરી હતી. નોકરના ઠરાવ કે વચનની શેઠને શી પડી હોય? પોતાને બે પૈસાનો વધારે લાભ થતો હોય, તેને કામ સોંપવાને ધનવાન માણસ કુલ મુખત્યાર છે!, આવી જ દલીલોથી આજના શ્રીમંતો અને મૂડીવાદીઓ પોતાના સાચા તેમજ પ્રમાણિક નોકરોની લાગણીઓને નજીવા સ્વાર્થ માટે નિર્દયતાથી ઠોકરે મારતાં જરાય અચકાતા નથી.

રાજાસમભાઇ નિર્ધન ગરીબ હોવા છતાં પોતાના વચનની કિંમત અને સ્વમાન તેમજ ટેકની પણ કિંમત સમજનાર હતા ચાલુ નોકરીની લેશપણ દરકાર કર્યા વિના તેમણે એજ ઘડીએ શેઠની રજા લીધી અને નોકરી છોડતી વખતે પોતે અંગઉધાર

લીધેલી રકમ થોડા દિવસોમાં ભરપાઇ કરી દેવાનું જણાવ્યું એથી શેઠ બહુજ ગુસ્સે થયા. અને લાકડાં વેરનારા મજૂરોના માટે પોતાની માનભરેલી નોકરીને તિલાંજલી આપી, બેપરવાઇથી છુટા થનાર નોકરોને પોતાનો લોખંડી સત્તાનો પરિચય આપવાની તેમને ઇચ્છા થઈ.

રાજાભાઈના નોકરી છોડી જવા પછી તેમણે તરત જ ચોરી અને વિશ્વાસઘાતનાં તહોમતો મૂકી તેનાપર ફોજદારી કેસ દાખલ કર્યો. પોલીસકોરટમાંથી તત્કાલ વારંટ મેળવી, શનીવારને દહાડે અચાનક રાજાભાઇને પકડાવી થાણા લઇ જઇને ચોકીમાં બેસાડી દીધા. ઘાટકોપરના કણબી ભાઇઓને તરતજ આ હકીકતની ખબર પડી, પરંતુ પૈસા ટકા, લાગવગ કે જાહેર હિંમતના અભાવે તેમનાથી કંઇજ બની શકયું નહિ. થોડા સમયમાં તો તેમની પત્નીને આ બાબતની જાણ થઇ. સંસ્કારહીન જૂના જમાનાનાં ભોળાં બૈરાંઓને પોલીસમાં પકડાવાની ખબર મળે, એટલે કેવો સખ્ત આઘાત પહોંચે છે, અને તેઓ કેવાં ગભરાઇને વ્યાકુળ બની જાય છે, એ તો સૌ કોઇના જાણવામાં છે. ધનલક્ષ્મીબ્હેન પણ આ સમાચાર સાંભળીને એકદમ ગભરાઇ જાય, એમાં કંઇ નવાઇ નથી પરંતુ ગભરાઇ જવા છતાં, એમણે હિમ્મત અને દ્રઢતાથી પોતાના પતિને તરત છોડાવી લાવવાના બનતા ઉપાયો લેવા માંડયા. પોતાના સગાસંબંધી અને જ્ઞાતિજનોને ઘેર જઇ, તેમણે કરગરીને કહ્યું કે આ મારા દરદાગીના લઇ જાઓ, એ વેચી અથવા તો ગીરો મૂકીને જોઇએ તે ખર્ચ કરી, શેઠને પૈસા ભરવાના હોય તો ભરી દઇને મારા પતિને છોડાવવાના કામમાં તમે મને મદદ કરો. પરંતુ ગરીબ સ્થિતિના અને

અભણ કણબીભાઇઓમાંથી એ બ્હેનને મદદ કરવાની કોઈની હિમ્મત ચાલી નહિં. એથી તેઓ બહુ નિરાશ અને લાચાર બની ગયાં, પણ હિમ્મત હાર્યાં નહિં. કેટલોક સમય મનમાં વિચાર કર્યા પછી તેમને લાગ્યું કે સરકાર દરબારથી જાણકાર કોઈ હોંશીયાર માણસની મદદ વિના આ કામ બનશે નહિં, અને પોતાના સગાસંબંધી ઓળખીતાઓમાં ઘાટકોપરમાંથી એવું કોઇ મળવાનો સંભવ નથી. એથી તરતજ તેઓ પોતાના પતિના કુટુંબી કોન્ટ્રેકટનો ધંધો કરનાર શ્રીમંત પ્રસિદ્ધ મીસ્ત્રી ડાહ્યાભાઇ ભાણજી ધોળુ જેઓ મુંબઈમાં મસીદબંદર પાસે વછાતવાળા માળામાં રહેતા હતા, તેમની મદદ મેળવવાને તરતજ તેઓ સ્ટેશને જઇને ટીકીટ કઢાવી મુંબઈ રવાનાં થયાં. મસીદબંદર ઉતરીને કોનટ્રાકટર ડાહ્યાભાઈ મીસ્ત્રીને તેઓ રહેતા હતા ત્યાં વછાતવાળા માળામાં મળીને તેમને પોલીસ કેસની સઘળી હકીકત કહી સંભળાવી તત્કાળ મદદ કરવાની અને સાથે આવી પોતાના સ્વામીને કોઇપણ ખર્ચે અને ભોગે છોડાવી દેવાની આર્જવપૂર્વક અરજ કરી.

આફતમાં આવી પડેલી એક નિરાધાર અબળાને પોતાનું શરણ શોધતી, છેક ઘાટકોપરથી મુંબઈ સુધી એકલી આવેલી જોઇને ડાહ્યાભાઇને ઘણી અસર થઈ. તેમણે તરતજ લાગણીપૂર્વક પોતાનાથી બનતી મદદ કરવાનું જણાવ્યું, પોતે થાણે જવાને તૈયાર થયા અને સૌ. બનબાઇને પોતાના કુટુમ્બ સાથે પોતે પાછા આવે ત્યાં સુધી મુંબઈમાંજ રહેવાની સૂચના કરી. પરંતુ પતિની આફત વખતે સતીને સુખ કેમ વળે? એમણે તો સાથેજ આવવાની હઠ પકડી અને બહુ આગ્રહ કર્યો છતાં જમવાની પણ ના પાડીને દઢતાથી જણાવ્યું કે એમને છોડાવ્યા

પહેલાં કે એમનું મુખ જોયા પહેલાં અન્નજળ નહિ લેવાને મેં નિશ્ચય કર્યો છે. અને એ મારી પ્રતિજ્ઞા હું કોઈપણ ઉપાયે પાળ્યા વગર નહિં રહું. આપ વાતોમાં નકામો વખત ગુમાવો છો. હું તો તમારી સાથે જ થાણે આવીશ અને એમને છોડાવી લાવીશ ત્યારેજ મારા જીવને જંપ વળશે.

સતીનો આવો નિશ્ચય જોઈને ડાહ્યાભાઈ તરત જ તેમને સાથે લઈ થાણે આવ્યા અને આહમદ શેઠને મળી પોતાના જૂના અને પ્રમાણિક નોકર સાથે આવું વર્તન ચલાવવું વાજબી નથી વિગેરે વચનોથી સમજાવી તેમની નીકળતી રકમ તથા થયેલા ખર્ચના પૈસા ભરી દઈ, કેસનો ઘરમેળે નિકાલ કરાવીને, રાજાભાઇને તરતજ છોડાવી, ઘાટકોપર એમને ઘેર પહોંચાડ્યા. સતીએ આ પ્રમાણે પોતાના પતિને છોડાવ્યા પછી જ અન્ન-જળનો સ્પર્શ કર્યો. આ ન્હાનાસરખા એકજ સામાન્ય પ્રસંગ ઉપરથી સૌ. ધનલક્ષ્મી બ્હેનની દૃઢતા, સત્યનિષ્ઠા, આત્મબળ અને અપૂર્વ પતિભક્તિનો સારો પરિચય મળી શકે છે.

જ્ઞાતિ બન્ધુઓને આ એક જુવાન, અજ્ઞાન, અને ગામડાની બ્હેન પણ પોતાના પતિ પ્રેમને યોગે કેટલું બધું હૃદયબળ બતાવીને ધારેલું કામ પાર પાડી શકે છે, તેનો એક અપૂર્વ આદર્શ જોવા જાણવાનો સુયોગ પ્રાપ્ત થયો, તેમજ શ્રીમાન રાજારામભાઇને એ વખતે બરાબર સમજાયું કે તેમની ગૃહદેવી ખરેખરી એક પ્રભાવશાળી સતીનારી અને પતિ માટે મરી ફીટનારી પતિવ્રતા હતી. એ પ્રસંગથી પતિ–પત્નીનાં હૃદય એક બીજાની વધારે નિકટમાં આવ્યાં.

પોલીસ કેસના પંજામાંથી છૂટી આવ્યા, પરંતુ હવે ઘરસંસાર કેમ ચલાવવો ? ખોજા શેઠની નોકરી તો સ્વમાન

ખાતર અચાનક છોડવી પડી, એ પણ એક રીતે ઠીક જ થયું. પત્નીના પ્રબળ પ્રેમની પરીક્ષા થઇ અને ભવિષ્યનાં જીવન માટે બીજી સારી લાઇનદોરી વિચારવાનો વખત મળ્યો. લાકડાં વહેરવાનું કામ કંઇ હમેશાં તૈયાર હોતું નથી, તેમ એ કામ એટલું તો ભારી અને તનતોડ મહેનતવાળું હોય છે કે, માણસોની આયુષ્યદોરી પણ એથી ઘણી જ ટુંકી થઇ જાય છે. આવા આવા અનેક વિચારોને અંતે રાજાભાઇએ પોતાની પત્નીને જણાવ્યું કે આ લાકડાં વહેરવાના ધંધા કરતાં તો સુથાર કે કડીઆ કામ કરનારા આપણા ભાઇઓ ઘણાય સુખી છે. તેમને આવું ભારી અંગમહેનતનું કામ કરવું પડતું નથી. રોજનો દર પણ સારો મળે છે. જ્યારે જોઇએ ત્યારે મોટે ભાગે એ કામ મળી શકે છે. એ કામમાં આરામ અને ઉન્નતિ બન્ને પ્રાપ્ત થાય એવું મને જણાય છે.

એ પરથી બ્હેન ધનલક્ષ્મીએ કહ્યું કે, જો સુથાર કે કડીઆ કામમાં સારી પેદાશ હોય, અને ભવિષ્યમાં સુખી થઇએ, એમ તમને લાગતું હોય તો આપણે લાકડાં વહેરવા માટે જ ક્યાં જન્મ લીધો છે?

પહેલાં પહેલાં કામ શીખવાની જરા મહેનત પડશે, પણ પાછળથી સારા દિવસો જોવાનો આપણને વારો આવશે. માટે મારી તો ખાસ સલાહ છે કે તમે આ ધંધાને પડતો મૂકો. ચાર છ માસ તમને કામ શીખી લેવાના લાગશે, એટલો વખત કંઈક નજીવી મજૂરી તો મળશે જ.

રાજારામભાઇએ કહ્યું કે એ નામની મજૂરીથી આપણો નિર્વાહ કેમ ચાલી શકે?

ત્યારે ધનબાઇએ જણાવ્યું કે એવી કંઈ તમારે ફિકર

કરવાની નથી. હું ચાર પાલી દળણું વધારે દળીશ અને પાંચ વધારે ભાઇઓને વીશીએ જમાડશું, એટલે ઈશ્વર દાળ રોટલો આપી રહેશે. તમે પરમાત્માનો ભરોસો રાખી તમારી ઇચ્છા પ્રમાણે સુથાર અને કડીઆ કામની તજવીજ કરો.

ઐરાં દળણાં દળી વીશી ચલાવીને ઘર ચલાવે અને પોતે ચોવીસ પચીસ વરસની ભરજુવાન વયે નવી નિશાળ માંડી, સુથાર અને કડીઆ કામનો અભ્યાસ આદરે એ સ્થિતિ માટે પહેલાં પહેલાં તો રાજારામભાઇને સંકોચ, શરમ અને દુઃખ થવા લાગ્યાં, પણ ધર્મપત્નીના ઉત્સાહભર્યા આગ્રહથી એમનો પણ ઉત્સાહ વધ્યો અને તજવીજ કરી સુથાર અને કડીઆ કામ ચાલતું હોય, ત્યાં નજીવા જેવા હમેશના દરથી રોજે રહીને ખંતથી એ ઉદ્યોગને અપનાવી લેવા લાગ્યા. શરીરનો બાંધો તેમજ બુદ્ધિશક્તિ સારાં હોવાથી થોડા જ મહીનાઓમાં રાજારામભાઇ સુથાર કામ અને કડીઆ કામમાં પણ કુશળ બની ગયા અને આશરે દોઢ રૂપિયો રોજ મેળવી પત્નીની મહેનત મજુરીમાં થોડો ઘટાડો કરવાને શક્તિમાન થયા. બારેક મહીનામાં એ નવા ધંધામાં ઠેકાણે પડયા પછી, તેમણે બહારનું દળણું વગેરે મજુરીનું કામ છોડાવી દીધું, તેમજ નજીકનાં સગાંસંબંધીઓ સિવાય બીજાં વીશીમાં જમનારાઓને પણ રજા આપી, એથી બ્હેન ધનલક્ષ્મીનો કામકાજનો બોજો કંઇક ઓછો થયો.

[આ પ્રસંગ ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજી શકાય છે કે જે સદ્‌ભાગી પુરૂષના ઘરમાં લાગણીવાળી, સમજુ, અને મહેનતુ ગૃહિણીનાં પગલાં થાય, એ ઘર ભલે ગરીબ ઝુંપડી જેવું હોય, તો પણ કાલાન્તરે તે સ્વર્ગનાં નન્દનવન જેવું

બની જાય છે. એક ગરીબ ઝુંપડીમાં પણ મહેનત મજૂરી કરી થાકી ગયેલો પતિ પગ મૂકે, એટલે તરત સ્નેહના સ્વાગત કરવાને મીઠાં સ્મિત મુખવાળી સ્ત્રી હાજર હોય, તે ગરીબ ઝુંપડી રાજાના રાજમહેલ કરતાં પણ વધારે સુખરૂપ હોય છે. જ્યાં હૈયાના હેત રેલાતાં હોય, ત્યાં સોના રૂપા જેવી જડ ધાતુઓથી બજારમાં વેચાતાં મળતાં ભાડુતી સુખ-સાધનોની કંઇ કિમ્મત નથી.

સુશીલ અને સંતોષી બ્હેન ધનબાઇએ પોતાની દૈવી નિર્મલ પ્રકૃત્તિના બળથી પતિની ગરીબ ભાડુતી કોટડીને સ્વર્ગીય સુખથીભરેલા રાજમહેલ જેવી બનાવી દીધી.

કમરકસી, કચ્છોટોવાળી, અંગનો પસીનો ઉતારી પતિના પરિશ્રમના દિવસોમાં સાથ પૂરી મુશ્કેલીના દિવસો આસાનીથી પસાર કીધા. અને એ દેવીને પ્રતાપે જ ખેતીની મૂલ મજુરી અને લાકડાં વહેરવાની હલકી મજુરી કરનાર પતિ થોડાજ સમયમાં એક લોકપ્રિય અને નામાંકિત મીસ્ત્રી નિવડ્યો. દિવસો બદલાય ત્યારે મનુષ્યની રહેણીકરણી સ્વાભાવિક રીતે બદલાઇ જાય છે. લક્ષ્મીની છત કંઈ છાની રહેતી નથી. અને ગૃહ-લક્ષ્મી સાથે જ્યારે સાક્ષાત નારાયણી લક્ષ્મીદેવીનો યોગ થાય છે, ત્યારે એ ભાગ્યશાળી મનુષ્યનો ગૃહસંસાર કોઇ ઓર તેજથી દીપી નીકળે છે.

બ્હેન ધનલક્ષ્મીને સારા દિવસો પ્રાપ્ત થતાં, એ પરોપકારી બાઈ સગાંસબંધી, જ્ઞાતિજનો તેમજ સર્વ પરિચિત જનસમુદાયનાં અંતઃકરણ જીતીને પોતાના પુણ્યશાળી પ્રભાવની સુંદર છાપ પાડતી હતી.

એના પુણ્યપ્રતાપે માનમોભામાં તેમજ પતિની પ્રતિષ્ઠામાં

પણ દિનપ્રતિદિન અભિવૃદ્ધિ થવા લાગી, અને નાતજાતમાં તેની સારી કીર્તિ ફેલાઈ રહી. એ અરસામાં માનુકવાના રહીશ સુપ્રસિદ્ધ કડવા પાટીદાર ગૃહસ્થ જીવરાજ વસ્તાની કંપનીના આગેવાન શ્રી. જીવરાજભાઈનું લક્ષ એમના તરફ સારી રીતે ખેંચાયું અને તેમણે આવા લાયક અને ઉત્સાહી સ્વદેશી જ્ઞાતિબંધુને પોતાની કંપનીના એક ભાગીદાર બનાવ્યા. રાજારામભાઈ મહેનતુ અને વ્યવહારકુશળ હોવાથી કંપનીને ઘણા ઉપયોગી થઈ પડયા અને એમના શામીલ થવા પછી ધંધા રોજગારમાં સારી સફળતા મળી. સઘળા ભાગીદારો નિખાલસ મનના અને એક બીજાનું માન રાખી ચાલનારા હોવાથી કંપનીએ સરકારી અને રેલવેનાં ખાતાઓમાં સારી પ્રતિષ્ઠા જમાવી, અને મ્હોટા કોન્ટ્રૅકટરોની પંક્તિમાં આવીને તેમણે પોતાના હસ્તક સારાં મ્હોટાં મ્હોટાં કામો કરવા માંડયાં.

આ પ્રમાણે ધંધા રોજગારની પરિસ્થિતિ બદલાતાં તેમના આચાર વિચારોમાં પણ ઘટતો ફેરફાર થવા લાગ્યો. એક જાણીતા કોન્ટ્રાકટરની પેઢીના ભાગીદાર તરીકે સરકારી ઓફીસોમાં તેમજ મોટા મોટા વેપારીઓને ત્યાં તેમની અવરજવર વધવા લાગી. એક કોન્ટ્રાકટર તરીકેની પ્રસિદ્ધિ થવાથી અને શ્રીમંતો તેમજ સજ્જનોના વધારે સમાગમમાં આવવાથી નોકરીયાત કે મજુર વર્ગના દરજ્જામાંથી આગળ વધી વચલી સ્થિતિના સ્વતંત્ર વેપારી અને ગૃહસ્થ વર્ગમાં તેમની ગણના થવા લાગી. માણસ જેમ જેમ ઉંચે ચડે છે તેમ તેમ તેની દ્રષ્ટિમર્યાદા પણ વિશાળ થતી જાય છે. સપાટ જમીનપર ઉભા રહેલા માણસ કરતાં ટેકરી ઉપર ઉભેલા માણસની દ્રષ્ટિનું ક્ષેત્ર કુદરતી રીતે જ વિકાસ પામે છે.

સામાજીક ઉન્નતિથી મળતો ઉંચો દરજ્જો પણ ઉન્નત શિખરની પેઠે માણસની દ્રષ્ટિને વિશાળ બનાવે છે.

અંગત જીવનની પાયરી આગળ વધ્યા પછી એ દંપતી જાહેર જીવનમાં પણ પોતાની સ્થિતિ અને શક્તિ પ્રમાણે રસ લેવા લાગ્યાં. વેપારીઓ અને અધિકારીઓના સહવાસમાં આવ્યા પછી જાહેર મેળાવડાઓમાં સમાજ કે ધર્મની માધવબાગ વગેરે સ્થળોએ મળતી સભાઓમાં તેમજ ઘાટકોપર થાણા વિગેરે સ્થળે મળતી રાજકીય ચળવળની સભાઓમાં પણ રાજારામભાઈ રસપૂર્વક ભાગ લેતા. અને સારાસારા વકતાઓને પ્રેમભાવથી સાંભળતા. એથી એમનું હૃદય પણ વિશાળ અને સંસ્કારી થતું ગયું. બીજી તરફ એમનાં ધર્મપત્ની પણ વણીક સદ્ગૃહસ્થોનાં સંસ્કારી કુટુંબોના સહવાસમાં આવ્યા પછી જનતાનાં સામાજીક કાર્યોમાં બીજી બ્હેનોની સાથે બનતો ભાગ લેવા લાગ્યાં.

## પ્રકરણ ચોથું.

## સંસાર અને સંતાન.

પ્રકૃતિ, વય અને સંસ્કારોની સમાનતા હોવાને લીધે આ દંપતીમાં પરસ્પરનો પ્રેમ સબળ હતો અને જે કંઇ નવું કાર્ય કરવું હોય, તેને બન્ને વ્યક્તિઓ પહેલાથીજ તેના પરિણામ અને લાભાલાભનો વિચાર ચલાવી, બન્નેનો એકમત થાય તે પ્રમાણે વર્તતા હતાં. આ સંયોગોમાં સૌ. ધનલક્ષ્મી બ્હેનને એક કન્યારત્નની પ્રાપ્તિ થઈ.

માતાપિતાના નિર્મળ પ્રેમના આદર્શ જેવી એ બાળકીને દંપતી ઘણાજ પ્રેમભાવથી અને લાડકોડથી ઉછેરવા લાગ્યાં. પુત્રીને પણ એક પુત્રસમાન સમજી તેની સંભાળ રાખવામાં

ખર્ચ કે મહેનતની કોઇ જાતની કચાસ રહેતી ન્હોતી, પરંતુ સંતાનનો સંબંધ પૂર્વકર્મોના ઋણાનુબંધને આધીન હોવાથી પાંચ છ વરસની સુકુમાર વયમાંજ એ કન્યા પોતાનાં પ્રેમાળ માતાપિતાને છોડી પ્રભુના દરબારમાં પહોંચી ગઇ. માતાપિતાએ પોતાનાં એકનાએક બચ્ચાંને માટે બનતું કરવામાં કોઇ જાતની કચાસ રાખી ન્હોતી, પણ તુટીની બૂટ્ટી કે આવેલા મૃત્યુનાં નિવારણનો કોઇ ઇલાજ હોતો નથી. એથી તેમના પૈસા, પરિશ્રમ અને પ્રયોગો તમામ નિષ્ફળ નીવડયા. એથી રાજાભાઇ કરતાં શ્રીમતી ધનલક્ષ્મી બ્હેનનાં કુમળા હૃદયને ઘણો સખત આઘાત લાગ્યો.

સંતાન વગરનું સૂનું ઘર એમને સ્મશાન સમાન ભાસવા લાગ્યું અને રાજારામભાઈ જ્યારે ધંધાપર જાય ત્યારે દિવસનો ઘણો ખરો વખત બ્હેનનો રડવામાંજ પસાર થતો. આ પ્રમાણે બાળ પુત્રીનો વિયોગ અતિ અસહ્ય થઈ પડવાથી પોતાની ન્હાની બ્હેન દેવકીબાઇની પુત્રી વેલબાઇને પોતાની સાથે રાખી, ગુજરી ગયેલી કન્યાનો ગમ ભૂલી જવાનો પ્રયાસ કરવા લાગ્યાં. જતે દહાડે ચિ. વેલબાઇ ઉપર ધનલક્ષ્મી બ્હેનને સગી માતાથી પણ અધિક પ્રેમ ઉત્પન્ન થયો, અને પોતાની સગીજ પુત્રી હોય, એવાં લાડ કોડ અને આદરભાવથી તેને ઉછેરીને મોટી કરવા લાગ્યાં.

કોન્ટ્રાકટના ધંધાને લીધે જ્યાં કામ ચાલતું હોય તેની સમીપમાંજ રહેવાની વ્યવસ્થા અનુકૂળ થઇ પડે. એ વખતે થાણા, કલ્યાણી વિગેરે સ્થળોએ જી. આઇ. પી. રેલ્વેની લાઇનપર કામો ચાલતાં હતાં, એટલે રાજારામભાઇનું રહેવાનુ પણ થાણા કલ્યાણી વિગેરે સ્થળોએ થતું; પરંતુ વેલબાઇ જ્યારે

સાત આઠ વર્ષની થઇ ત્યારે ખાસ તેને સારી કેળવણી આપવાના હેતુથી જ દંપતીએ બીજા સ્થળોનો ત્યાગ કરી કન્યાશાળા વિગેરે શિક્ષણની અનુકૂળતાવાળાં તેમજ પોતાની જ્ઞાતિના બ્હોળા જથાથી વસેલા "ઘાટકોપર" માં જ સ્થાયી થઇને રહેવાનું નક્કી કર્યું.

કચ્છી જૈનોથી વસાયલી જૈન દેરાસર ગલી નજીક ઘાટકોપરમાં સ્થાવર મીલ્કતો કરીને વરસોથી વસેલા કચ્છના વીસા ઓશવાળ વણીકો શેઠ દેવરાજ ટોકરસી અને શેઠ ઘેલાભાઇ લખમસીના મકાનોમાં જગ્યા ભાડે રાખી તેઓ એ સુખી સંસ્કારી શ્રીમંતોના પડોશમાં રહેવા લાગ્યા.

ચિ. વેલબાઇ એ શેઠીઆઓની પુત્રીઓ સાથે જ કન્યા શાળામાં ભણવા જતી અને ઘેર પણ તેમની સાથે અભ્યાસ કરતી. ન્હાનાં બાળકોમાં ગૃહણબુધ્ધિ, નિરીક્ષણશક્તિ અને નકલ કરવાની જીજ્ઞાસા તીવ્ર હોય છે, તેને જેવી સોબત સહવાસમાં રાખો તેવા તેનાં ઉપર સંસ્કારો પડે છે. અને એ નિર્મળ બાલ્યકાળમાં શિક્ષણ તેમજ સંસ્કારની જે છાપ કુમળાં બાળ મગજ ઉપર છપાય છે, તે એમના સ્મૃતિપટ ઉપર ચિરકાળને માટે ટકી રહે છે, અને ભાવી જીવનમાં અલક્ષિત રીતે તેની અસર દરેક કાર્ય વ્યવહારમાં પણ ઉતર્યા વગર રહેતી નથી. આ નિયમાનુસાર બ્હેન વેલબાઇને પણ બાળ વયથીજ જૈન ધર્મના જે જે સંસ્કારો મળ્યા હતા, તેની એના સરળ હ્રુદયપર સારી અસર થઇ. એ સમયમાંજ રાજાભાઇ કામપર જાય, ત્યારે શ્રીમતી ધનબાઇને જૈન શ્રીમંતોના ઘરની શ્રાવિકા બ્હેનોનો વધારે સહવાસ રહેવા લાગ્યો. ભણેલીગણેલી જૈન

બ્હેનોને નિવૃત્તિના વખતમાં પોતાનાં ધર્મપુસ્તકો વાંચવાનો અને સ્તવન-કીર્ત્તનો ગાવાનો તેમજ પાઠપૂજાનો હંમેશાં અભ્યાસ હોય છે. એમના ધાર્મીક વિચારો, તેમજ સંસ્કારોની શ્રીમતી ધનબાઇના હૃદયપર પણ પ્રબલ અસર થવા લાગી અને એવાં ધર્મનીતિનાં પુસ્તકો વાંચતાં શિખવાની તેમને પણ અભિલાષા થઈ. ચિ૦ વેલબાઈ જ્યારે ગુજરાતી ત્રણ ચોપડીઓ ભણી ગઇ, ત્યારે તેની પાસેથી પોતાની પાંત્રીસ વરસની પ્રૌઢ વયે પણ બ્હેન ધનબાઇએ અક્ષરજ્ઞાનનો આરંભ કર્યો. તીવ્ર-બુદ્ધિ યોગે થોડાજ સમયમાં સાદી ભાષામાં લખાયલાં ગુજરાતી પુસ્તકો વાંચવા સમજવા જેટલું જ્ઞાન તેમણે સંપાદન કરી લીધું અને નવરાશને વખતે એ જૈન બ્હેનો સાથે તેમને કથા, વાર્ત્તા, વ્યાખ્યાનો સાંભળવા જવાના પ્રસંગો પ્રાપ્ત થતાં. જૈન ધર્મના જીવદયા, અહિંસા તેમજ જૈનોનાં પાંચ મહા-વ્રતો જેવાં ઉચ્ચચારિત્રના આદર્શો તરફ એમનું અંતઃકરણ સ્વાભાવિક જ આકર્ષાવા લાગ્યું.

સ્વધર્મનું સંરક્ષણ અને આચરણ પુરૂષવર્ગ કરતાં સ્ત્રી-વર્ગ વધારે અનુકુળતાથી કરી શકે છે. અને કુટુંબમાં ધાર્મીક સંસ્કારોનાં બીજ રોપવા માટે ધાર્મીક આચારવિચારોનું પરિ-પાલન કરવાની સ્ત્રીજાતિની ખાસ ફરજ છે, એવી તેમના સરલ હૃદય ઉપર સચોટ અસર થઈ. તેનો દિનપ્રતિદિન વિકાસ થતો રહ્યો. એથી તેમનાં જીવનમાં છેવટ સુધી કોઈનું પણ હૃદય ન દુખાય અને સહવાસમાં આવનાર સૌનું સેવાભાવે, પોતાના હાથે કઇને કંઇ ભલું જ થાય, એવી પવિત્ર પરોપકારવૃત્તિ ઝળકી રહેલી જોવામાં આવતી, એ તેમના વખતના સત્સંગ અને સહવાસ-નુંજ ફલ છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

આ પ્રમાણે દંપતીનો વ્યવહાર યુગ બદલાતાં, સ્વાભાવિક રીતે જ બન્નેનાં સાંસારિક જીવનનો પણ હૃદયપલટો થવા લાગ્યો.

સારા સંસ્કારી ગૃહસ્થો, શ્રીમંતો, વેપારીઓ, અને અમલદારોના વારંવાર સહવાસમાં આવતી વખતે વખતો વખત ધાર્મિક વાતચીત કે ચર્ચાના પ્રસંગો પણ કુદરતી રીતે પ્રાપ્ત થતા. એ વખતે ઉંચ જ્ઞાતિના ગૃહસ્થો સમક્ષ પોતે અર્ધ મુસલમાની પીરાણા પંથને પાળનારા વર્ગના છે, એ બાબતનો સ્વીકાર કરવાનું ઘણીએ વખત તેમને સાલવા લાગ્યું. માત્ર એટલું જ નહિં પણ જ્યારે કડવા પાટીદાર જ્ઞાતિના કેટલાક કચ્છી કણબી ભાઇઓએ પોતાનું યુવક મંડળ સ્થાપી, ઉઘાડી રીતે પીરાણા પંથના પ્રપંચો સામે યુધ્ધના મોરચા માંડી, પત્રો તેમજ સભાઓદ્વારા એ પાખંડી સંપ્રદાયની જાહેર ચર્ચા કરવા માંડી, ત્યારે હિંદુ જનતાનું એ બાબત તરફ કુદરતી જ વધારે ધ્યાન ખેંચાયું. એ વખતે મુંબઇ આવતી જતી વખતે પણ સામાન્ય વાતચીતમાં અનેક વખત એ બાબતની ચર્ચા નીકળતી, અને રાજારામભાઈ કયા પક્ષમાં છે, એ બાબતની પ્રત્યક્ષ પૂછપરછ થવા લાગી. એ વખતે પોતે પણ એ અર્ધદગ્ધ પંથની જાળમાં ફસાયલ પીરાણાપંથી છે, એમ કબૂલ કરતી વખતે એમને ઘણું શરમાવાને સંકોચાવા જેવું થતું હતું.

ઘરની શાંત એકાન્તમાં દંપતી વચ્ચે જ્યારે આ બાબતની ચર્ચા નીકળતી ત્યારે પવિત્ર વિચારોથી સંસ્કારી થયેલું બ્હેન ધનલક્ષ્મીનું હૃદય તરતજ સત્ય માર્ગનો પક્ષપાત કરતું. તેઓ કહેતાં કે આપણા આત્મા અને હૃદયને આપણે શા માટે ઠગવું જોઇએ ? આપણે મૂળ સનાતન ધર્મ સ્વીકારી

આપણા કેટલાક ભાઈઓની પેઠે આપણે પણ આ પીરાણા-પંથની પ્રપંચ જાળનો શામાટે ત્યાગ ન કરવો?

એ વખતે રાજારામભાઈ દલીલ કરતા કે વિશાળ જ્ઞાતિના સમૂદાય થી એકદમ આપણે છૂટા પડવાનું સાહસ કરીએ, તો આપણા દેશના મ્હોટા જથ્થા સાથેનો આપણો સંબંધ તૂટીજાય અને ભવિષ્યમાં જ્ઞાતિબહાર રહેવાનો વિકટ પ્રસંગ. આવી પડે, માટે એકદમ આપણે સાહસકર્મ ન કરવું જોઈએ પરંતુ અંદરથી એક અને બહારથી બીજું વર્તન રાખવાનું સત્યપરાયણા ધનલક્ષ્મીબ્હેનને રૂચતું ન્હોતું. એમણે તો તરત પોતાના પતિની દલીલનો સચોટ જવાબ આપ્યો કે આપણી જ્ઞાતિનાં હવે તો ઘણુંય કુંટુંબો પીરાણાપંથનો ત્યાગ કરી બેઠાં છે. એથી તો ઉલટી એમની પ્રતિષ્ઠા વધી છે. એમના સાહસની પ્રજામાં ઘણી પ્રશંસા થાય છે, અને એમને તો આપણી જ્ઞાતિના જુના વિચારવાળા પીરાણાપંથીઓ કંઈએ નુકસાન કરી શકતા નથી. ત્યારે એમનાથી આપણે શા માટે ડરતા રહેવું જોઈએ? આપણેતો અંતરાત્મા જે સાચું સમજાવે તેને સંકોચ વગર સ્વીકારી લેવું જોઈએ.

રા. રાજારામભાઈને પોતાની સુશીલ પત્નીની આ દલીલો વજનદાર જણાઈ તેમજ મુંબઈની ધર્મસભાઓમાં વિદ્વાનો તેમજ પંડિતોનાં ભાષણો સાંભળવાથી ઉત્તમ હિંદુ ધર્મ તરફ તેમનો પણ દિવસે દિવસે સદ્‌ભાવ વધવા લાગ્યો. સનાતન વૈદિક ધર્મ એક અનાદિ ઉત્તમ ધર્મ છે. અનેક યુગોના ચાલુ આઘાતો વચ્ચે ધર્મનાં અગાધબલ ઉપર જ હિંદુ જાતિની હયાતી આજ સુધી અવનિતલ ઉપર ટકી રહી છે. સંસાર વ્યવહારમાં એ ધર્મ સુખકારી અને મરણાન્તે જીવાત્માને પરમ-

શાંતિરૂપ મોક્ષદાયી છે. હિંદુ ધર્મમાં જેટલું સત્ય અને સત્યનું બલ છે, એટલુંજ પીરાણાપંથમાં પાખંડ અને પ્રપંચોનું સામ્રાજ્ય છે. આ પરમસત્ય વખત જતાં દીવા જેવું એમને સ્પષ્ટ સમજાવા લાગ્યું, એટલે જાહેર હિમ્મતથી પ્રેરાઇને એમણે સંવત ૧૯૮૧ ની સાલમાં મોરબી પાસે ટંકારા ગામના મૂળ રહીશ શાસ્ત્રી હરખચંદ નામના એક વિદ્વાન બ્રાહ્મણને પોતાને ઘેરજ વેતન ઠરાવીને રાખી લીધા. એ વખતે શાસ્ત્રીજી કચ્છ રસલીઆ ગામમાં રહેતા હતા. તેમની પાસે રામાયણ–મહાભારતનું તેમણે પ્રવચન કરાવવા માંડયું.

આદર્શ પુરૂષ રામચંદ્રજીની અતિ પવિત્ર અને અદ્‌ભૂત જીવનકથાની રાજાભાઇ કરતાં પણ એમનાં ધર્મપત્નીના હૃદય ઉપર ઘણી મજબૂત અસર થવા લાગી. સતી સીતાની અગાધ સ્વામી ભક્તિ, લક્ષ્મણ અને ભરતનો પોતાના વડીલ બંધુ તરફનો અપાર પ્રેમ અને પૂજ્યભાવ, મહારાજા દશરથ અને માતા કૌશલ્યાનાં ભાવભીનાં વાત્સલ્ય, ભક્ત હનુમાન અને વિભીષણની અચળ ભગવદ્‌ભક્તિ અને ધર્મ તેમજ લોકકલ્યાણને માટે એ અવતારી પુરૂષોએ કરી બતાવેલાં મહાન પરાક્રમોની અદ્‌ભૂત કથાનો આરીસા જેવાં નિર્મલ નારીહૃદય ઉપર પ્રબલ પ્રભાવ પડી ગયો, અને એ પ્રસંગથી સૌ. ધનલક્ષ્મી બ્હેન પણ એક દૃઢ અને અનન્ય રામભક્ત બની ગયાં. ચિ૦ વેલબાઇના કુમળા હૃદયપર પણ એ રામરસાયણની સજ્જડ અસર થવા લાગી, તેઓ બન્ને માદીકરી સવારમાં વ્હેલાં ઉઠી નાહીધોઈ પવિત્ર ચિત્તે હમેશાં શ્રી રામચંદ્રજીની છબી સન્મુખ રાખીને, એકાગ્રતાથી રામરક્ષાનો નિયમિત પાઠ કરવા લાગ્યાં, તેમજ શ્રીરામના ષડક્ષરી મંત્રનો યથાસાધ્ય જપ કરવા લાગ્યાં.

એમની આ પવિત્ર પ્રવૃત્તિની અડોશપાડોશમાં જાણ થતાં, એ બ્હેનના માટે જૈન શેઠાણીઓને પણ અપૂર્વ સદ્ભાવ અને માન પેદા થયાં, અને તેઓ ધનબાઇની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યાં.

## પ્રકરણ પાંચમું.

### પહેલી કચ્છ કડવા પાટીદાર પરિષદ.

### તેની શુભ શરૂઆતમાં સૌ૦ ધનલક્ષ્મી બ્હેનની અપૂર્વ સહાય અને સહકારિતા.

આ અરસામાં મહાત્મા ગાંધીજી રાષ્ટ્રીય ચળવળને મોખરે આવી ચુકયા હતા. સમાજ અને રાજકારણનાં જૂની ઘરેડ ઉપર ચાલી રહેલાં રગશીયાં ગાડાં જેવાં ક્ષેત્રોમાં ક્રાન્તિ અને સુધારાનો ઘણો અવકાશ હતો. નિઃશસ્ત્ર યુદ્ધનો પડકાર થઇ ચુકયો હતો. નગારે દાંડી પડી હતી. દેશ અને જનતા પોતાની જુગજૂની કુંભકરણની નિંદ્રાનો ત્યાગ કરી નવજાગૃતિનાં રણગીત ઝીલી રહી હતી. સાંસારિક, ધાર્મિક, રાજનૈતિક ભીરૂ-તાને ફગાવી દઇ નિડરતાથી સત્ય અને સ્વતંત્રતાનો વાવટો ગગનમાં ફરકાવવાને હજારો હિંદી વીરોના હાથ ચળવળી રહ્યા હતા. ગામેગામ અને ઠામેઠામ સભાઓ ભરાતી હતી. ધર્મના નામે ચાલતી પોપલીલા અને પ્રપંચલીલાનાં પોગળ ફૂટવા લાગ્યાં હતાં. જ્ઞાતિના જુલ્મગાર પટેલોની દાદાગિરી સામે ઉત્સાહી યુવકોએ માથાં ઉંચકી જાહેર બંડની તૈયારીઓ કરવા માંડી.

ધર્મના ઓઠાં નીચે ચાલી રહેલા અનાચારના અખાડા-ઓની બદઓનો નાશ કરવા સામાજિક સુધારકો સત્ય અને તર્કના કોદાળી કુહાડા ઉઠાવી, અનીતિનાં ધામોને તોડી પાડવા આગળ ધસતા હતા. બ્રાહ્મણ–વાણીયાથી લઇને ઢેડ-ભંગી

સુધીની તમામ જ્ઞાતિઓમાં ખળભળાટ મચી રહ્યો હતો. દુષ્ટ રૂઢિઓ અને રિવાજોના જમાના જૂના, ખડખડીઆ કિલ્લાઓને તોડી પાડવાની વીરહાક હિંદની દશેદિશામાં ગાજી રહી હતી. બાળલગ્ન, કન્યાવિક્રય, ફરજીયાત વિધવા સંકટ, પ્રેતભોજન, વૃદ્ધ લગ્ન અને એવીજ અનેક બદીઓથી દિવસે દિવસે નીચોવાઇ જતી વિશાળ હિંદુ જનતાનો એ ચેપીરોગ નાબૂદ કરવા માટે નવસુધારકોની ઓપરેશનક્રિયા ચાલુ થઇ ચૂકી હતી. અને આ અજબ ધાંધલથી ચમકીને ગભરાઇ ગયેલા જૂના વિચારવાળા પટેલો, મુખીઓ, આગેવાનો અને તેમના મસ્કાદાસો પોતાની સેતાની સત્તા તેમજ જોહુકમીને કાયમ રાખવાના ઉપાયો શોધી રહ્યા હતા.

એ ક્રાન્તિકારી સંયોગો વચ્ચે પચીસ હજારની સંખ્યાવાળી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિના યુવકોના હૃદયમાં પણ સત્ય અને સુધારાનો ચમકાર થયો.

પુરાણપ્રસિધ્ધ પવિત્ર રઘુકુળમાં અવતરેલા રામચંદ્રજીના વંશજ કુર્મી ક્ષત્રી વીરો, આ સુધારાથી જળહળતા વિજ્ઞાન યુગમાં પણ શું પાખંડી પીરાણાપંથ જેવી એક તકલીદી પ્રપંચજાળમાં જડાઇને, પરધર્મીઓનાં પાપપીંજરામાં સદાના માટે પુરાઇ રહેવાજ સર્જાયેલા છે? સિંહનાદથી ધરાને ધ્રૂજાવનારા નરકેસરી શું રૂઢિ અને પાખંડનાં પૂરાણા સડેલાં કાષ્ટ પીંજરમાં જ ગોંધાઇ રહેશે? જમાનો ના પાડે છે. હૃદય નાકબૂલ કરે છે. આત્મા પોતાનું વજ્રમસ્તક ઉંચકી અસત્યને નાબૂદ કરવા પડકાર કરે છે! ક્ષત્રી વીરો કેમ મુંગા બેસી રહી, પ્રપંચીઓના જોરજુલમ સહન કરી શકે? મુંબઇ, કરાંચી, કલકત્તા તેમજ કચ્છમાં વસતા અનેક યુવક હૃદયોમાં મહાસત્યની

જ્વલંત મૂર્તિ જાગી ઉઠી. ઠેર ઠેર સભાઓ અને ભાષણો કરી એ નવજુવાન વીરોએ વ્યવહારૂ સુધારા ચાલુ કરવા માટે જ્ઞાતિ સમસ્તની એક વિરાટ પરષિદ્ ભરવાની મ્હોટે પાયે તૈયારીઓ કરવા માંડી. પરંતુ મહાન કાર્યોમાં પહેલું પગલું ભરવામાંજ હમેશાં મુશ્કેલી હોય છે. જે પ્રૌઢ શ્રીમંતો આગેવાન થઇ મોખરે આવવાને લાયક હતા, તેમને જ્ઞાતિના પટેલોનાં માન અને સંબંધનો મોહ હતો. સુધારા અને સત્યની સિદ્ધિ માટે શહીદ બની જઈ જ્ઞાતિઓની રૂઢિ જડતા સામે જેહાદ ખેડવાનું તેમનામાં હૃદયબળ ન્હોતું. મુંબઇ–કરાંચીને અને કરાંચી મુંબઇને પત્રો અને તારના સંદેશા મોકલવા લાગ્યા.

કંઈક સારી સ્થિતિવાળા કચ્છી કણબીઓ મ્હોટે ભાગે દૂરના પરદેશો ખેડતા હતા. તેમને જ્ઞાતિ સંસ્થાઓને સુધારવાની દરકાર કે ફૂરસદ પણ ન્હોતી. જુવાનો પોતે જ ભૂવા અને પોતે જ જાગરિયા થઈ બેસે, તો એમના ઠરાવોને જ્ઞાતિના પંચો કે પટેલો સ્વીકારી લેવા કદી પણ તૈયાર થાય તેમ ન્હોતું. આ પ્રચંડ ચળવળમાં મુંબઇ અને ઘાટકોપર ખાતે વસ્તા કચ્છી કડવા પાટીદાર ભાઈઓના યુવક વર્ગે છેક સંવત ૧૯૬૪ થી સ્થાપેલું "સ્વધર્મવર્ધક અને જ્ઞાતિ હિત-ચિંતક મંડળ" આગેવાનીભર્યો ભાગ લેતું હતું. અને તેણે કરાંચીમાં તેમજ પરદેશોમાં વસ્તા જ્ઞાતિભાઇઓને સારી રીતે જાગૃત કર્યા હતા. કયાં પરિષદ્ ભરવી? એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે તરત કરાંચીના વીરોએ પોતાને આંગણે પરિષદ ભરવાનું ભાવભીનું આમંત્રણ મોકલ્યું, અને મુંબઇના મંડળને લાયક પ્રમુખ ચુંટી કાઢવાની માંગણી કરી.

સ્વધર્મવર્ધક મંડળના આગેવાન કાર્યકર્તાઓને પણ

કરાંચીની આ માંગણી પસંદ પડી. કેમકે કચ્છમાં તો અડ્ડો જમાવી બેઠેલા અને એકહથ્થુ સત્તા ચલાવી રહેલા પીરાણાપંથી પટેલો અને આગેવાનો દેશમાં તો કોઈ રીતે એવી પરિષદ ભરવા દે, એવો જરાપણ સંભવ ન્હોતો. ગરીબ જ્ઞાતિ સમુદાય તો એ પટેલો અને ઘરઢેરા મુખીઓથી દબાયલો હતો. કેળવણી અને સુધારાના સંસ્કાર પણ કચ્છમાં હજી બાલ્યાવસ્થાજ ભોગવતા હતા. એટલે એ સ્વયંસત્તાધારીઓના અંકુશથી અલગ રહેલા કરાંચી જેવા શેહેરમાં આશરે બે હજાર ઉત્સાહી જ્ઞાતિભાઇઓના વસવાટ વચ્ચે પહેલી પરિષદ્ ઉજવાય, તો તેનો સારો પ્રભાવ પડી શકે અને મનધાર્યું કામ પણ સિદ્ધ કરી શકાય. પરંતુ મુખ્ય સવાલ રહ્યો પ્રમુખનો. કરાંચીને બહારના પ્રભાવશાળી પ્રમુખની જરૂર હતી. એ પ્રશ્નનો તત્કાળ નિકાલ લાવવા માટે મંડળના કાર્યકર્તાઓએ એક ખાસ સભા બોલાવીને જ્ઞાતિનો કોઇ લાયક અને પ્રૌઢ પ્રમુખ ચુંટી કહાડવાની ચર્ચા ચલાવી. એ ચર્ચાને પરિણામે એ સમયે ધંધા રોજગાર તેમજ નાતજાતમાં આગળ વધેલા રા૰ રાજારામભાઇની એકમતે વરણી કરવામાં આવી.

તરતજ નક્કી કરેલા મંડળના સભ્યોનું એક ડેપ્યુટેશન રાજાભાઈની મુલાકાતે આવ્યું અને પોતાની ઇચ્છા તેમણે વિનયપૂર્વક નિવેદન કરી. રા૰ રાજારામભાઇને આ બાબતનું સ્વપ્નું પણ ન્હોતું, એટલે આવા જોખમદારીભરેલા મહાભારત કામમાં આગેવાનીભર્યો ભાગ લેવાની તેમણે ચોખ્ખી ના કહી સંભળાવી. એથી બધા ભાઇઓ બહુજ નિરાશ અને નારાજ થયા. હવે એમને સ્થાને બીજો કયો પ્રમુખ ચુંટવો, એની વિકટ સમસ્યા ઉપસ્થિત થઈ.

એ પ્રસંગ શી રીતે સુધારી લેવો? નિરાશ થઇને બેસી રહેવાથી કંઇ નહી વળે. છેલ્લી છેલ્લી કોશીષ કરવાની ઇચ્છાએ રાજારામભાઇના કેટલાક અંગત સ્નેહીઓએ કહ્યું કે અમને એકવાર પ્રયાસ કરી લેવાની તક આપો. એ ઉપરથી કંઇક આશા કંઇક નિરાશાએ છેલ્લો પ્રયોગ અજમાવવાનું કબૂલ કરી, તેઓ રાજારામભાઇને ઘેર શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનને મલ્યા.

ઉદાર અને વિવેકી બ્હેને તેમને આવકાર આપી બેસાડ્યા એટલે તેમણે વસ્તુસ્થિતિ સમજાવીને બધી હકીકત કહી બતાવી. લાયક પ્રમુખના અભાવે આવું રૂડું કાર્ય અટકી રહ્યું છે, અને તમે બન્ને જણા આપણા ધર્મકર્મના વિષયમાં સારી રીતે રસ લઇ રહ્યાં છો. રાજાભાઇ પાંચ પૈસે પોંચતા પામતા અને પ્રતિષ્ઠાવાન છે. એથી જો તેઓ પ્રમુખનું સ્થાન સ્વીકારે, તો અમારી આજે લાંબા વખતની મહેનત સફલ થાય અને આપણી જ્ઞાતિનું ઘણું કલ્યાણ થાય.

આવી દલીલ સાંભળીને બ્હેને કહ્યું કે,—"એમાં શું છે? ભાઇઓભાઇઓનું કામ કરવું એ તો માણસ માત્રની ફરજ છે અને સારૂં સેવાનું કાર્ય કરવામાં કદાચ પાંચ પૈસાનો ખર્ચ થાય, તો પણ તે કરવો જોઇએ, તમે વેલબાઇના બાપાને કહો અને હું પણ સમજાવીને ભલામણ કરીશ."

ત્યારે એ ભાઇઓએ ખુલાસો કર્યો કે અમે રાજારામભાઇને મળ્યા હતા અને તેમને સમજાવવા અમારાથી બનતી મહેનત કરી, પણ આપણી નાતના જૂના વિચારના માણસો સાથે વિરોધ થાય, અને વખતે તેઓ નાતબહાર મૂકે તો સારૂં ન કહેવાય. આવાં કારણો બતાવી એમણે તો ચોખ્ખી ના કહી છે, પણ તમારો અમને પાકો ભરોસો છે. આપણી જ્ઞાતિ ઉપર

પીરાણાપંથનું જ્યાંસુધી કાળું કલંક કાયમ છે, ત્યાંસુધી જગતમાં આપણી મનુષ્ય તરિકે પણ ગણુતરી થતી નથી. તમારા જેવાં ધર્માત્મા અને પવિત્ર વિચારનાં બ્હેન અમારી વકીલાત કરે, તોજ રાજારામભાઈ પાસે અમારો દાવો સફલ થાય. તમે જૂઓ છો કે આપણી ગરીબ જ્ઞાતિની કેવી દુર્દશા થઇ રહી છે, અને મુખી તેમજ પટેલો કેવો કેવો ત્રાસ વરતાવી રહ્યા છે. તમને પોતાને આ બધોયે અંગત અનુભવ છે, એટલે જો તમારાં જેવાં માણસો આગળ આવીને પહેલ નહીં કરે, તો પછી અમે આપેલા ભોગ અને વેઠેલાં દુઃખોનો છેડો ક્યારે આવશે? આઉપરથી ધનલક્ષ્મી બ્હેને એ સભ્યોને સધીયારો આપીને જણાવ્યું કે, તમે બધા ભાઈઓ આટ-આટલાં દુઃખો વેઠીને જ્ઞાતિના ભલા માટે મહેનત કરી રહ્યા છો, તેમાં અમારે પણ બનતી મદદ કરવી જ જોઈએ. નાતિલા કદાચ નાતબ્હાર મૂકશે, તો તમે અમારા ભાઈઓ અને કુટુંબી જ છો. જે દશા તમારી તે અમારી થશે. આજે દેશની સેવા માટે હજારો લોકો દુઃખ વેઠે છે, અપાર મહેનત કરે છે અને જેલમાં પણ જાય છે, ત્યારે પોતાના દેશ કે જ્ઞાતિભાઇઓ માટે કદાચ અમારે સહન કરવું પડશે, તો જેવી ઇશ્વરની મરજી. હું વેલબાઇના બાપાને ભલામણ કરીશ. તમે ઉત્સાહથી તમારાં કામને આગળ ચલાવતા રહો.”

ડેપ્યુટેશનના સભ્યો આ પ્રમાણે બ્હેનનાં આશ્વાસનથી પોતપોતાને ઘેર ગયા.

શ્રીમતી ધનલક્ષ્મી બ્હેને પોતાનું આપેલું વચન પાળવા માટે શ્રી. રાજારામભાઇ જમવા આવ્યા ત્યારે એજ દિવસે બપોરના પરિષદની વાત ઉપાડી. તેમણે કહ્યું કે “થોડા વખતમાં

આપણી જ્ઞાતિની કરાંચીમાં પરિષદ ભરાય છે, તેમાં મારી ખાસ ઇચ્છા છે કે આપણે પણ સહકુટુમ્બ જઈને ભાઈઓના શુભ કાર્યમાં ભાગ લઈએ. કોણે દીઠી છે કાલ? ધંધા રોજગાર તો હમેશના લાગ્યા જ પડયા છે. નાણું મળી રહેશે, પણ ટાણું નહી મળે. માટે તમે આઠ દશ દિવસમાં અહીંનું કામ કાજ હોય તે આટોપીને અથવા તો પાછળ બંદોબસ્ત કરીને તૈયાર થઈ રહેજો. પોતાના જાત ભાઈઓના દુઃખની દિલમાં દાઝ ધરીને અનેક મુશીબતો વેઠી આપણા ભાઈઓ આવું સારૂ કામ કરવા તૈયાર થયા છે, તેની સાથે ઉભા રહેવાની આપણી ફરજ છે." એકાએક બોમ્બનો આ ધડાકો સાંભળીને રાજારામભાઈ તો અજબ થયા. તેમણે કહ્યું કે મને એ બધી ખબર છે. આપણા કેટલાક સુધારક ભાઈઓ મારી પાસે પણ આવ્યા હતા. અને એ પરિષદમાં પ્રમુખનું સ્થાન લેવાનો મને બહુ આગ્રહ કર્યો, પણ આપણે આસપાસના સંયોગો જોવા જોઈએ. દેશની આખી નાતથી વિરોધ થાય, કુટુમ્બકલેશ ઉભા થાય. નાતની સાથે ભવિષ્યમાં અનેક પ્રસંગ આવે એ વખતે આપણે એકલા થઇ રહીએ. એટલે મેં તો એ ભાઇઓને સ્પષ્ટ ના સંભળાવી દીધી છે." આ પ્રમાણે પોતાના પતિની દલીલો સાંભળ્યા પછી બ્હેને કહ્યું કે "તમે ભલે ચોખ્ખી ના કહી હોય, પણ મેં તો એમને વચન આપી દીધું છે, માટે તમારે એમને નિરાશ ન કરવા જોઇએ. રાજારામભાઇએ જણાવ્યું કે તમે બૈરાંઓ બહુ ભોળી જાત છો, તેથી વગર વિચાર્યે હા કહી હશે. પણ પરિણામનો તો અમારે વિચાર કરવો જોઇએ. આવા જાહેર કામોમાં તમે બૈરાંઓ તે શું સમજો? તમે જાણતાં

હશો કે આપણે પાંચ પૈસે સુખી લાયક ગૃહસ્થ છીએ. એટલે એ લોકો આપણને માન આપવાની લાગણીથી આવ્યા હશે. પણ આતો આખી જ્ઞાતિ વિરૂધની પરિષદ છે અને તેમાં કેટલું બધું જોખમ રહેલું છે, તેનો તમને કયાંથી ખ્યાલ હોય ?"

એના જવાબમાં ધનલક્ષ્મી બ્હેને હિમ્મતથી જણાવ્યું કે ગમે તે જોખમ હોય, પણ આ શુભ કાર્ય તો કર્યે જ છૂટકો છે, બહુ થશે તો નાત આપણને નાતબ્હાર મૂકશે. બીજું શું કરશે ? કંઈ ફાંસીએ તો નહિં ચડાવેને ? લોકો પોતાના ધર્મ અને દેશ માટે ફાંસીએ પણ ખુશીથી ચડી જાય છે, એવા આપણે અનેક દાખલા સાંભળ્યા છે, ત્યારે આ કામમાં એવું તો કંઇ જોખમ નથી. હવે તો આપણા અનેક ભાઈઓ, કુટુંબ શુદ્ધિ કરાવીને પીરાણાપંથના પાપમાંથી છૂટા થયા છે તેમને પણ કુટુંબકબીલો અને બચ્ચાં બાળકો છેને ? એટલે હવે તો આપણી એજ નાત, એમ સમજી લેશું. પણ આવું સારૂં કામ નાતની બીકે બગાડી ન દેવાય. રાજારામભાઇએ બીજી દિશાની દલીલો કરવા માંડી, તેમણે જણાવ્યું કે હું ઝાઝું ભણ્યો નથી. મને પ્રમુખ બનાવીને મારી જવાબદારી તળે આ સુધારકોનું ટોળું ગમે તેવા જ્ઞાતિ સુધારાના કામો અને ઠરાવો પાસ કરાવી જાય, તેની ઘણીખરી જોખમદારી તો પ્રમુખ તરીકે મારા માથાપર જ આવી જાય. એ સુધારકો તો ખાઈપીને પીરાણાની પાછળ પડ્યા છે અને માને છે કે આજને આજ આપણી જ્ઞાતિમાંથી એ પંથનાં મૂળ ઉખેડી નાખીએ, પણ એ કામ બહુ મુશ્કેલ છે. દેશમાં એ પંથનાં મૂળ બહુ ઉંડાં જામી ગયાં છે અને કચ્છમાં આગેવાનો તેને પોતાના પ્રાણથી અધીક સમજીને વળગી રહ્યા છે. આપણી નાતની તમામ સત્તા એ મુખી અને

પટેલોના હાથમાંજ છે. અને મારા સગાભાઇ-બ્હેનો, કુટુમ્બીઓ બધા એજ પંથના અને નાતના બંધનમાં સંડોવાયલા છે. તમારાં માવિત્ર અને ભાઈબ્હેનોનાં કુટુંબો પણ નાત, પંથ અને રિવાજના બંધારણમાં જકડાયલાં છે. એટલે એ બધાનો ત્યાગ કર્યો કેમ પાલવે ? વળી પ્રમુખ થાય તેને ખર્ચને અંગે પૈસાનો પણ સારો ભોગ આપવો પડે. મોઢાંની લુખી વાતો કર્યાથી ન વળે. આવા અનેક વિચારો કરીને મેં ના પાડી, તે વ્યાજબી જ કર્યું છે.” આવી સજ્જડ દલીલોથી પણ દઢ વિચારના ધનબાઈબ્હેન દબાઇ ગયાં નહિં, તેમણે તો વચન આપ્યું હતું એટલે આ દલીલો સાંભળીને કહ્યું કે જગતના ભલાં માટે અને ધર્મના રક્ષણ માટે રાજા રામચંદ્ર, કૃષ્ણ અને બુદ્ધ જેવાઓએ મ્હોટાં રાજપાટ છોડી દીધાં અને મહાભારત દુઃખો સ્હેવાને માટે કદીએ પીઠ બતાવી ન્હોતી. આપણાં તે કયાં મોટાં રાજ-પાટ લૂટાઇ જવાનાં છે ? તમે રાતે શેઠીયાઓ વચ્ચે બેસી ધર્મની મોટી મોટી વાતો કરો છો, અને પીરાણાપંથને તજી દેવાની બડાઇ મારો છો, એ તો મારે બધી મોઢાની જ સમ-જવીને ? મનમાં જે માનીએ, તે જાહેરમાં પાળી બતાવવા જેટલી આપણે હિમ્મત ન બતાવીએ, તો આપણે જગતને, આપણને પોતાને અને પરમાત્માને પણ ઠગીએ છીએ. “પીરાણાપંથ” એ પાપ છે, એ જાણ્યા પછી જાહેર હિમ્મતથી તેની વિરૂદ્ધમાં કામ કરતી વખતે આપણે છાતી મજબુત રાખીને કામ લેવું જોઇએ. તમારા પ્રમુખપદ નીચે તમામ કામ તો જ્ઞાતિને લગતું જ થાશે. પટેલીઆ જુલ્મ કરે છે. અને ફરજીયાત દશોંદના લાગ લે છે. તેની વિરૂધ્ધ ઠરાવો થશે. આપણા રીતરીવાજ જે નુકશાન કરનારા છે, તેની વિરૂદ્ધ પોતાના વિચારો બતાવશે.

અને જ્ઞાતનું જેથી ભલું થાય, એવા સુધારા ચાલુ કરવા માટે ભલામણ કરશે, બીજું વળી શું કરવાના ? અને એમ કરતાં અર્ધદગ્ધ પીરાંણાપંથ ન પાળવો, તેના લાગાલગવા ન આપવા, આપણી નાતની પરણવાની તેમજ મરણ વખતની મુસલમાની જેવી ક્રિયાઓ અને રાહરસમો તજી દઇ આપણે શુદ્ધ હિંદુ ધર્મને છાજે એવાજ આચારવિચાર રાખવા. એવા ઠરાવો પાસ થાય ને પાળવામાં આવે તો પ્રમુખ તરીકે તમને એ બહુજ શોભારૂપ છે અને એમાંજ ઇશ્વર રાજી થશે, કેમ બોલતા નથી ? અને એમ કરતાં થોડી તકલીફ પડે કે કંઇક ખર્ચ થાય તે પણ વેઠી લેવાં જોઇએ. મોટાં કામ કંઈ મફતમાં જ થતાં નથી. જશ તો જ્યાંનગરો છે.” રાજારામભાઇએ પોતાની ધર્મપત્નીની આવી જોરદાર દલીલો સાંભળવા છતાં સંશયચિત્તથી કહ્યું કે,—“મારૂં મન માનતું નથી. એ બધી બાબતો તમને બૈરાંને આ વખતે કંઇજ વિસાતમાં લાગતી નથી, પણ વખત આવે ત્યારે વેઠવું બહુજ ભારી પડી જાય છે. તમે ભોળાઇથી હઠ પકડી બેઠાં છો. પણ મારાથી જાહેર રીતે આખી નાતનો વિરોધ કરી પ્રમુખપદ સ્વીકારવાનું સાહસ થઈ શકે તેમ નથી. એ પરથી શ્રીમતી ધનલક્ષ્મી બ્હેને સ્પષ્ટ સંભળાવી દીધું કે, એમ દુધમાં ને દહીમાં પગ રાખી બન્ને બાજુએ ઢોલકી વગાડવી, એ તો ચોકખી ઠગાઇ છે. તમે બ્હારથી સુધારકનો દંભ કરી, ખરા ધર્માત્માનો દેખાવ કરો, અને અંદરખાનેથી પીરાણા પંથીઓ સાથેનો સહેજ પણ સંબંધ ઓછો કરવા રાજી નથી. આ બધી હકીકત હું જાહેર કરી દઇશ એટલે શેઠીઆઓમાં તરતજ તમારી કિંમત અંકાઈ જશે. નહિ તો સીધી રીતે આપણા સુધારક ભાઇઓની સાથે મળી

જાઓ, અને નારાયણજીભાઈ, રતનસીભાઇ વિગેરે આપણા ભાઇઓ જ છે. આપણા તેઓ કંઇ દુશ્મનો નથી, કે આપણે એમનું કામ કરી દઇએ, ત્યારે તેઓ આપણું બૂરૂં કરે.

આવી સચોટ દલીલો, સમજાવટ અને એ સુશીલ બ્હેનના દ્રઢ આગ્રહ આગળ રાજારામભાઇ જેવા વ્યવહાર કુશળ અને દ્રઢ વિચારવાદી પુરૂષને પણ નમી દેવું પડયું.

બીજે જ દહાડે ડેપ્યુટેશનને પ્રમુખપદ માટે કબુલાત આપવામાં આવી. અને એ ઉદારચિત ધર્મીષ્ટ બ્હેનના પ્રતાપે, પ્રયાસે તેમજ સહકારે કરાંચીની ભવ્ય પરિષદ્ સર્વાંશે સફળ થઇ હતી. થોડાજ દિવસોમાં પરિષદ્ માટે તૈયારીઓ કરવામાં આવી અને રાજારામભાઈ સહકુટુંબ સુધારક ભાઇઓની સાથે કરાંચી તરફ વિદાય થયા.

કરાંચીના જ્ઞાતિ ભાઇઓએ પ્રમુખના કુટુંબને સપ્રેમ વધાવી લીધું અને ધાર્મીક સુધારણાના ધનુષ્યટંકારથી કરાંચીમાં મળેલી પહેલવહેલી કચ્છ કડવા પાટીદાર પરિષદની બેઠકમાં ઐતિહાસિક બનાવ જેવા અગત્યના સુધારા અને ઠરાવો સર્વાનુમતે પસાર થયા. જેનો સવિસ્તર હેવાલ જાહેર પત્રોમાં તેમજ પરિષદના અલગ છપાયેલા રિપોર્ટમાં વિસ્તારપૂર્વક આગળ છપાયલો હોવાથી અહિં વિસ્તારની જરૂર નથી. એ પ્રસંગને લીધે જ્ઞાતિ પરજ્ઞાતિ અને જનતામાં રાજારામભાઈ એક પ્રતિષ્ઠીત અને સુધારક ગૃહસ્થ તરિકેની પ્રસિધ્ધિ પામ્યા અને શ્રીમતિ બ્હેન પણ બહુ ખુશી થયાં.

# પ્રકરણ છઠું.

## ચિ૰ વેલબાઈનો લગ્નોત્સવ.

કરાંચીની ભવ્ય પરિષદ્ સર્વથા સફળ નીવડી. તેનો વિજયનાદ દેશદેશાન્તરમાં ગાજી ઉઠ્યો, અને પ્રપંચી પીરાણા-પંથીઓનું પોગળ પ્રકાશમાં આવી જવાથી જાહેર વર્ત્તમાન-પત્રોમાં તેમજ જનસમાજમાં તેમની જાહેર નિંદા થવા લાગી. એથી કચ્છ દેશના જુના વિચારવાળા, પીરાણાપંથની જંજીરોમાં જકડાયેલા, છતાં પોતાને સતપંથી સમજનારા કણબીભાઇઓને સુધારકો ઉપર અને તેમાં પણ ખાસ કરીને રાજારામભાઇ ઉપર અપાર ગુસ્સો ચડ્યો. દિવસો જાય અને ઘા ઠંડો થાય, તેમ દાહ અને બળતરા વધવા માંડે છે. એ ન્યાયે વખત જતાં સુધારકોએ કીધેલો ઉંડો ઘાવ રૂઝાવાને બદલે ચાલુ ચર્ચા અને નિંદાનો ઉલટો પવન વધતો જવાથી વધારે ને વધારે સાલવા લાગ્યો. કચ્છમાં સકુટુમ્બ રાજાભાઇની હાજરીથી અને તેની પ્રકાશમાં આવતી કીર્ત્તિપતાકાથી પીરાણાપંથીઓના ક્રોધાગ્નિમાં તેલ સીંચાવા માંડ્યું અને વેર વાળવાની એમની દુષ્ટવૃત્તિ દિન દિન પ્રબળ થતી ગઇ.

એટલામાં તેમને કુદરતી રીતે દિલની દાઝ ઓલાવવાનો એક અવસર મળી ગયો. કરાંચી પરિષદ્‌ની પૂર્ણાહુતિ પછી બીજેજ વર્ષે કચ્છની કણબી જ્ઞાતિમાં લગ્નગાળાનું વરસ આવી પહોંચ્યું. એ વરસમાં કુમારી વેલબાઇનું લગ્ન જરૂર કરવું જ જોઈએ. કારણકે પાછી લગ્નસરા આવવાનો દશબાર વરસનો ગાળો બહુ મોટો હતો, અને એટલો બધો સમય કન્યાને કુંવારી રાખી શકાય જ નહિં. આ તરફ પીરાણાપંથીઓનો

ત્રાસ અને વિરોધ બહુ પ્રબળ હતો. એમણે એકઠા થઈ, જ્ઞાતિના પંચ સમક્ષ રાજારામભાઈના વહેવાઈને સખ્ત ધમકી આપી કે, જો પોતાના પુત્રને પરણાવવા કન્યાના પિતાને ઘેર તે પગ પણ મૂકશે તો તરત તેને નાતબહાર મૂકવામાં આવશે. પોતાના પંથી બીજા પણ બધા જ્ઞાતિભાઈઓને સખ્ત તાકીદ આપવામાં આવી કે રાજાભાઈને ત્યાં પુત્રીના લગ્ન પ્રસંગ ઉજવાય, તેમાં જે કોઈ ભાગ લેશે અથવા તેને ઘેર પગ પણ મૂકશે, તેને જરૂર નાતબ્હાર કરવામાં આવશે. તેમના આવા ઉગ્ર વિરોધથી નજીકના સગાસમ્બન્ધીઓ પણ ભારે વિમાસણમાં પડી ગયા. કોઇ પણ કારણે રાજાભાઇને ઘેર પગ પણ મૂકે, અથવા બૈરાં-છોકરાંમાંથી કોઈ ગીત ગાવા જાય, તો જ્ઞાતિના તરફથી સખતમાં સખત શિક્ષા સહન કરવાનો વખત આવે, જીંદગી-સુધી નાતબહાર મુકાઈ જાય અને છોકરો–છોકરીને નાતજાતમાં વરાવવા પરણાવવાની પણ મહાન મુશ્કેલી આવી પડે. આવી અણધારી વિકટ પરિસ્થિતિને લીધે રાજારામભાઇ બહુજ ચિંતા ફિકરમાં આવી પડ્યા. પરંતુ ધન્ય છે, વીરાંગના ધનલક્ષ્મી બ્હેનને. તેઓ જરા પણ હિમ્મત હાર્યાં કે ડગમગ્યાં નહિં.

પોતાના પ્રિય પતિને આશ્વાસન અને ધીરજ આપીને તેમણે કહ્યું કે પોતાના ધર્મ રક્ષણ માટે મોગલાઈ જમાનામાં લોકોએ પોતાના પ્રાણ પણ કુરબાન કરી, તન મન ધનથી ધર્મનું સંરક્ષણ કર્યું હતું. આ તો કંઇ એવો વિકટ પ્રસંગ નથી. તમે મરદ થઇને હિમંત કેમ હારી જાઓ છો?

આપણી જ્ઞાતિના હવે તો સેંકડો સંસ્કારી ભાઇઓ પીરાણાનાં પાપનો પરિત્યાગ કરી આપણી જ્ઞાતિના સુધારક બંધુઓ સાથે આવી મળ્યા છે અને તેઓ શુદ્ધ સનાતન

ધર્મ પાળે છે. એમને આપણે ઘેર બોલાવો અને વેવાઈને સમજાવી તેઓ નાતની બીકે પોતે ન આવે તો એકલા આપણા જમાઈને જ આપણે ત્યાં તેડી લાવો. બ્રાહ્મણ વાણીયા વિગેરે મહાજન વર્ગને આપણી ઘણી સારી લાગણી છે તેઓ પણ આપણા સત્ય કાર્યમાં સાથ પુરશે, અને પ્રભુની કૃપાથી પુત્રીનાં સદ્‌ભાગ્યે આપણું શુભ કાર્ય સફળ થશે.

પોતાની પ્રભુપરાયણ ભોળી અને શ્રદ્ધાળુ પત્નીની આ સોનેરી સલ્લાહ રાજારામભાઇને રૂચીકર થઈ, એ પ્રમાણે તેમણે પ્રયાસ કરવા માંડયો. વીરાણી, નખત્રાણા વિગેરે ગામોમાં જઈને રાજાભાઈ રૂબરૂ મળ્યા. સુધારક જ્ઞાતિ બંધુઓ આ કસોટીને વખતે હૃદયપુર્વક રાજાભાઈને મદદ કરવાને તૈયાર થયા. દૂર દૂરથી ખર્ચ અને મહેનતની દરકાર ન કરતાં, કુમારી વેલબાઇનાં ઠાઠમાઠથી લગ્ન ઉજવવા માનુકવામાં આવી પહોંચ્યા. આ તરફ ધાવડા ગામમાં રાજાભાઇ જાતે જઇને વેવાઈને પણ રૂબરૂ મળ્યા અને વસ્તુસ્થિતી સમજાવી, તેમણે કહ્યું કે ભાભાનાં લગ્ને મારે વેલબાઈનાં લગ્ન કરવાં નથી તમે સુખેથી તમારાં બીજાં છોકરા છોકરી પરણાવી તમારૂં કાર્ય પરીપૂર્ણ કરો. ત્યારબાદ પંદર વીસ દિવસે સારૂં લગ્ન સૂઝશે ત્યારે ગમે તે ભોગે અને ખર્ચે હું મારી પુત્રીને ધામધુમથી પરણાવીશ.

રાજારામભાઇ જેવા હોંસીલા, લાગવગવાળા, સબળ સુધારક ભાઇઓની સહાય મેળવનાર શ્રીમંત સગા સાથેનો સંબંધ તોડવો તેમને પાલવે તેમ ન્હોતું. વળી ચિ. વેલબાઇ સિવાય તેમની બહોળી સંપત્તિનું બીજું કોઇ વારસ ન્હોતું એટલે કંઇક સમજાવટથી અને કંઇક લોભ લાલચથી વેવાઇ

પણ સમજી જઇને કબૂલ થયા. કણબીઓની એક સામટી લગ્નતિથિ વીતી ગયા બાદ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે સારાં લગ્ન જોવરાવી સનાતન વૈદિક વિધિથી ભવ્ય માંડવો બાંધી વિદ્વાન બ્રાહ્મણોદ્વારા ચોરી અને યજ્ઞ વેદીએ વ્હેન વેલબાઇનાં ઘણાજ સમારોહપૂર્વક ગાજતેવાજતે લગ્ન ઉજવાયાં અને તેમાં ગામના તેમજ પરગામના ઉચ્ચ હિંદુ કોમના અનેક બંધુઓએ ઉત્સાહથી ભાગ લઇને રાજારામભાઇની અને તેનાં પવિત્ર કુટુંબની આ શુભ પગલું ભરવા માટે મુક્તકંઠે પ્રશંસા કરી, અને ઝેરીલા તેમજ ધર્મ અને જ્ઞાતિદ્રોહી પીરાણાપંથીઓ ઉપર સૌ કોઈ તિરસ્કાર વરસાવવા લાગ્યા. એથી એ દુષ્ટવૃત્તિના અને હિતશત્રુ રૂઢીચુસ્તો તો અંદર ને અંદર બહુજ ઉકળી રહ્યા, પણ જાહેરમાં તેઓ શું કરી શકે? વિશાળ મહાજન સમૂદાય ગામધણી ઠકરાઇઓ અને પહોંચેલા જ્ઞાતિસુધારકોનું શ્રી રાજારામભાઇને પ્રબળ પીઠબળ હોવાથી તેમનું કંઇ ચાલ્યુ. નહિં. તેઓ ઘરના ખુણામાંજ સળગી જતા લાકડાના સડેલા ઠુંઠા જેવા બળતા અને ધૂધવાતા મુંગે મ્હોડે બેસી રહ્યા અને જગતમાં જાહેર અપકીર્ત્તિ અને નાશીપાશી મળવાથી દુનીયામાં પોતાના કાળાં મોઢાં બતાવતાં પણ તેઓ શરમાવં અને સંકોચાવા લાગ્યા.

આવી અણધારી સંપૂર્ણ સફળતાથી શ્રીમતી ધનલક્ષ્મી વ્હેન પણ રાજી થયાં અને પોતાની એક પુત્રીના ઠાઠમાઠથી લગ્ન કરવાનો લ્હાવો લઇને ઘણો સંતોષ પામ્યાં. હૃદયના રસરંગે પુત્રી વેલબાઇનાં શુભ લગ્ન સમાપ્ત થયા પછી થોડો સમય દેશમાં રહીને રાજારામભાઈ પાછા મુંબઈ–ઘાટકોપર આવ્યા અને ધંધાધાપામાં ધ્યાન દેવા લાગ્યા, પરંતુ

પોતાના ભાગીદારો મેસર્સ જીવરાજ વસ્તાની કંપની સાથે રાજી ખુશીથી હિસાબ સમજી શાંતિ–સમાધાનપૂર્વક છૂટા થયા. ગૃહલક્ષ્મીના પુણ્યબળે રાજારામના ગ્રહયોગ ઘણા સારા હતા, એથી કંપનીએ ધંધામાં સારો નફો કરેલો હોવાથી, તેમને ભાગે પણ સારી રકમ તેમને મળી. ત્યાર પછી નિવૃતિ ભોગવવાની ઇચ્છાથી તેઓ પાછા કચ્છ આવ્યા અને પોતાના શાંતિનિવાસને માટે જન્મભૂમિના ગામ માનકુવામાં એક ભવ્ય મકાન બંધાવી પોતાની પત્ની સાથે સુખ શાંતિથી રહેવા લાગ્યા. એમ બારેક માસ તેમણે નિવૃત્તિ ભોગવીને થાકેલા તન મનને સારી રીતે આશાયેશ આપી.

પરંતુ જીવનભર મહેનત અને પ્રવૃત્તિમાં રચ્યા પચ્યા રહેનારા ઉદ્યોગી પુરૂષને દેશમાં નવરા બેસી રહી આળસમાં જીંદગી પસાર કરવી કેમ પાલવે ?

વળી તેમના ધર્મપત્નીએ પણ આગ્રહ કર્યો કે, પુત્રી પરણાવીને આપણે કંઈ આપણા જન્મની ફરજમાંથી મુક્ત થયા નથી. ઇશ્વરે સારો વખત આપ્યો છે, ત્યારે આપણાથી બને તે યથાસક્તિ, યથાભક્તિ ધર્મપુણ્ય કરીને આપણે આ દેવ દુર્લભ મનુષ્ય જન્મ સફળ કરવો જોઇએ. તેમજ નુકશાન કે જોખમનો ભય ન હોય એવા કોઈ સહી સલામત ધંધા રોજગારમાં પાસેના પાંચ પૈસા રોકી આપણા સમય અને સાધનનો પણ સદુપયોગ કરવો જોઇએ. વળી આપણા ઘણા ખરા સુધારક ભાઇઓ પણ મુંબઈમાં જ વસે છે. એમના સહવાસ આગળથી આપણા આત્માને પણ આનંદ મળશે.

કંપનીથી છૂટા થઈ સાધનસંપન્ન થયા પછી દેશમાં વરસ બે વરસ રહ્યા, એ દરમિયાન પણ ખરી જરૂરીયાતવાળા ગરીબ

સગાસમ્બંધી અને સ્નેહી મિત્રોને પણ તેમણે ગજા પ્રમાણે સારી મદદ કરી હતી. દેશમાં કાર્યક્ષેત્ર બહુ ન્હાનું અને સંસ્કારી જનોના સત્સંગનો વિશેષ અભાવ હોવાથી, પોતાની ધર્મપત્નીની સલાહ ભાઈ રાજારામને યોગ્ય લાગી અને તેથી પોતાનાં કુટુમ્બસહિત તેમણે પાછા મુંબઈ તરફ પ્રયાણ કર્યું. ઘાટકોપર આવીને પોતે આગળ રહેતા હતા એજ પોતાના પૂર્વ પરિચિત કચ્છના શ્રીમંત શ્રાવકબંધુઓના મકાનમાં જગ્યા ભાડે રાખીને રહેવા લાગ્યા.

કરાંચીની પરિષદ્ સર્વથા સફળ થયેલી હોવાથી તેને પ્રતાપે પરિષદ્‌ના પ્રમુખ તરિકે રાજાભાઇ હવે તો સર્વત્ર સુપ્રસિદ્ધ થઇ ચૂકયા હતા. વળી અર્ધદગ્ધ પીરાણાપંથીઓની લેશ પણ પરવાહ કર્યા વિના, જાહેર હિમ્મતનો જુસ્સો બતાવી પોતાની પુત્રીને વેદવિધિથી પરણાવવાની પણ કચ્છમાં તેમણેજ પહેલ કરી હોવાથી, આવા મ્હોટા હિમાલય પર્વત જેવા અવરોધોનો આત્મબળથી સામનો કરવાથી હિમ્મતવાન્ સુધારક તરીકે તેઓનું નામ સર્વત્ર પંકાઇ ચૂક્યું હતું. એથી તેને એ શ્રીમંત જૈન શેઠીયાઓ અને જાહેર જનતા તરફથી પ્રેમપૂર્વક અભિનન્દન અને ધન્યવાદ મળવા લાગ્યા. તેમની પૈસા સંબંધી સ્થિતિ પણ સારી રીતે સુધરેલી હોવાથી તેમની પ્રતિષ્ટા, માનમરતબો અને લાગવગ પણ દિનપર દિન વધવા લાગી. એથી એ પ્રેમાળ દંપતી સુખશાંતિપૂર્વક આનંદમાં પોતાનું જીવન ગુજારવા લાગ્યાં અને રાજાભાઇએ કોન્ટ્રાકટની પોતાની આગલી પ્રવૃત્તિ પણ થોડાજ સમયમાં પાછી ચાલૂ કરી.

# પ્રકરણ સાતમુ.

## પરમાર્થવૃત્તિ અને ધાર્મિક જીવન.

સદ્ભાગ્યની લીલાથી અને દૈવની કૃપાપૂર્ણથી હવે શા. રાજારામભાઇનાં જીવનનું મહાન્ પરિવર્ત્તન થયું. સમય બદલાય ત્યારે મનુષ્યની નીતિરીતિમાં પણ સ્પષ્ટ હૃદય પલટો દેખાઇ આવે છે.

કડવા કણબીની જ્ઞાતિનાં ગણ્યાગાંઠયા સુખ સંપત્તિવાન શ્રીમંત માણસોની પંક્તિમાં તેઓ મોખરે આવી ચૂક્યા હતા. તેમનો માન મરતબો અને પ્રભાવ વધવા લાગ્યા હતા. જ્યારે ભગવતી લક્ષ્મીજીનાં કંકુવરણાં પગલાં થાય, ત્યારે મનુષ્યના જીવનમાં અવનવો પ્રકાશ ઝળકી ઉઠે છે. સારૂં નરસું સમજવાની વિવેક બુધ્ધિ અને ઠરેલપણું આવે છે. બુધ્ધિ વિકાસ અને ડહાપણનાં દર્શન પણ થવા લાગે છે. જ્ઞાન અને ગૌરવ એ લક્ષ્મીજીનાં ભૂષણ છે.

રાજારામભાઇનો મૂળ સ્વભાવ કંઇક હઠીલો અને પોતાના વિચારોને દૃઢતાથી વળગી રહેવાનો હોવાથી, કેટલીક વખત પોતાના કેળવાયેલા જ્ઞાતિભાઇઓ તેમજ સ્નેહીઓ સાથે પણ તેમને અથડામણમાં અથવા વિરોધમાં ઉતરવું પડતુ હતું. કેટલીક વખત વાત આગળ વધે, ત્યારે પોતાની તીવ્ર વ્યાવહારીક બુધ્ધિને લીધે પોતાના વિચારો વાસ્તવિક નથી, એવું સ્પષ્ટ દેખાઇ આવતું. છતાં પણ એક વાત પકડી તેને કેમ છોડાય ?

આ પરિસ્થિતિથી એમનાં ધર્મપત્ની સારી રીતે માહિતગાર હતાં, અને એ હઠીલો સ્વભાવ છોડાવવા માટે વારંવાર વિનયપૂર્વક પોતાના પતિને કહેતાં કે, તમારા હઠીલા અને

મમતી સ્વભાવને લીધે આપણા ઘણા સ્નેહીઓ અને ડાહ્યા તેમજ વિદ્વાન્ ભાઈઓ સાથે તમે નાહક શત્રુતા વહોરી લો છો. એ ઠીક નથીકરતા. બધા માણસો કંઇ આપણા જ વિચાર કબુલ રાખવાને બંધાયેલા નથી, અને આપણા કરતાં બીજાના વિચાર જો સારા અને વજનદાર હોય, તો આપણો મત, ખાત્રી થયા પછી આપણે બદલવો જોઇએ. સહનશીલતા અને ક્ષમાના ગુણથી હૃદયની વિશાળતા જણાય છે. એ ગુણ કેળવીને બીજાના વિચારોને સાંભળવા તેમજ માન આપવાથી આપણા સ્નેહ સંબંધમાં વધારો થાય છે. કદાચ કોઇ વધુ પડતું બોલી જાય, તે પણ સહન કરી લેવાથી, છેવટે એમનું હૃદય પીગળશે અને આપણા માટેના સદ્ભાવથી ભીંજાશે.

તેમની આ પ્રકારની ઉત્તમ સલાહની ધીરે ધીરે રાજારામભાઇના હૃદય ઉપર સારી અસર થવા લાગી. અને તેમના સદ્વ્યવહારમાં તેમજ હૃદયની ઉદારતામાં ઉમેરો થવાથી શત્રુઓ પણ શરમાઇને અંતરનો અંટસ તજી દઇ ધીરે ધીરે મિત્રો થવા લાગ્યા. ધનલક્ષ્મીબ્હેને પોતે, ધનના ગર્વથી કદિપણ અભિમાનને સ્થાન આપ્યું ન્હોતું. એમનાં કોમળ હૃદયમાં દયા, પ્રેમ અને સહાનુભૂતિનો સ્વર્ગીય ઝરો સર્વદા વહેતોજ રહેતો. નોકર ચાકર, ગરીબગરબાં, તેમજ નિર્ધન જ્ઞાતિભાઇઓ તરફ પણ તેમની અપાર લાગણી હતી. જ્ઞાતિ–પરજ્ઞાતિ, સગાંસંબંધી કે ઓળખીતા–પીછાણના મિત્રવર્ગમાં કોઈ સાજુમાંદું હોય તો, તેમને જોવા જતાં, જાતે દવાદારૂ આપતાં અપાવતાં, તેમની મંદવાડની પથારી આગળ બેસી સારવાર કરતાં અને વખતે, વખત રાતના ઉજાગરા કરી, રોગીની સારવાર કરતાં. આ સેવાધર્મ તો તેમનો ખાસ અપૂર્વજ હતો. આશ્રિતવર્ગ ઉપર

તેમનું સ્નેહ-વાત્સલ્ય ઉભરાઇ જતું. સામાન્ય મદદને માટે આવેલું કોઇ એમને ઘેરથી પાછુ ફરતુ ન્હોતું. આ પ્રકારનાં સૌજન્યથી એમની સર્વત્ર સારી ખ્યાતિ થવા લાગી, કેટલીક ચાલુ પેટન્ટ દવાઓ તેઓ પોતાને ઘેર તૈયાર જ રાખતાં, અને જરૂર પડે ત્યારે ઉદાર દિલથી બીજાઓને માટે તેનો ઉપયોગ કરતાં, એથી સાધારણ એવો પ્રચાર થઇ ગયો હતો કે જ્ઞાતિમાં કે પડોશમાં કોઇ સાજુ માંદુ થાય તો પહેલી ધનલક્ષ્મી-બ્હેનની સલાહ પૂછવામાં આવતી અને તેમની સૂચના પ્રમાણે સારવાર થતી.

એ સિવાય બીજા પણ અનેક સત્કાર્યો એ સુશીલ અને પરગજુ બાઇને હાથે હમેશાં થયા કરતા હતા.

એ સમય દરમિયાન જ્ઞાતિસુધારણાર્થે ઘાટકોપરમાં વારંવાર જ્ઞાતિની સભાઓ મળતી અને તેમાં ધાર્મિક અને સામાજિક બાબતોની રસપૂર્વક ચર્ચા ચાલતી. જ્ઞાતિના કેટલાક અનિષ્ટ રિવાજોમાં ફેરફાર કરવાની અગત્ય જણાતાં, એ ફેરફારો કરવા પહેલાં હિંદુજાતિને છાજે એવાં ધર્મ, કર્મ અને નિત્ય નિયમોનાં પાલનની ખાસ જરૂર છે. કેટલાક સુધારકભાઇઓ નિત્ય નિયમોનું પાલન કરી સંધ્યાપૂજા દેવસેવા વગેરે કરતા હતા. ત્યારે કેટલાક કંઇજ કરતા ન્હોતા.

પીરાણાપંથનું પોગળ પ્રકટ થઇ જવાથી તેના તરફ લોકોને ઘણો તિરસ્કાર ઉપજ્યો હતો. અને તેના રીતિ રિવાજો તજાઈ ગયા હતા. પણ તેને સ્થાને બીજી કંઈ પણ ધર્મકર્મ વિધિનો સ્વીકાર નહીં કરેલો હોવાથી જેને જેમ ફાવે તેમ વરતતા. **ધર્મ-ધ્યાન-પૂજા-પાઠ** જેવું કશું જ ઘણા ભાઇઓના જાણવા-પાળવામાં આવતું ન્હોતું.

આગળ જણાવ્યા પ્રમાણે ધનલક્ષ્મી બ્હેનને શ્રી રામ-ચંદ્રજીના ચરિત્રપર ઘણો સદ્‌ભાવ હતો અને સીતા–રામનાં તેઓ અનન્ય ભક્ત હતાં. અને હમેશાં **શ્રી રામ** રક્ષાનો પાઠ કરતા હતા.

તેમણે સર્વ ભાઇઓને પણ સલાહ આપી કે બીજું કંઈ ન બને, તો સવારે નાહી ધોઈ શાંત ચિત્તથી ફક્ત **'રામ રક્ષા'** નો પાઠ કરવાથી પણ આપણને ઘણો લાભ થાય છે. આપણે રામચંદ્રજીના વંશમાંથી ઉત્પન્ન થયાં છીએ, એમ શાસ્ત્રોમાં ને ઇતિહાસનાં પુસ્તકોમાં લખ્યું છે. માટે રામચંદ્રજીની ભક્તિ કરવાની આપણી ખાસ ફરજ છે. જે બ્હેનો અને ભાઇઓને રામ રક્ષાના પાઠનું પુસ્તક જોઇએ, તેમને અમારે ત્યાંથી મળશે. એ પાઠમાં કંઇ વધારે વખત લાગતો નથી. આપણે એવી ટેક રાખવી જોઇએ કે રામ રક્ષાનો પાઠ કર્યા પછી જમવું અથવા કામ ધંધાપર જવુ જોઇએ. આવો નિયમ રાખશું તો આપણો ધર્મ કર્મનો નિયમ થોડે ઘણે અંશે પણ જળવાઈ રહેશે. આ વાત બધાં ભાઈ બ્હેનોને બહુજ રૂચિકર થઈ પડી, અને એ બધાં મંડળમાં "રામ રક્ષા" ની આશરે બસો ચોપડીઓ તેમણે મંગાવીને વ્હેંચી. બધાને નિત્ય નિયમને માર્ગે ચડાવ્યાં.

થોડા દિવસો બાદ વળી પાછો પ્રસંગ મળતાં તેમણે જણાવ્યું કે પુરસદને વખતે નકામી કુથલીમાં આપણો અમુલ્ય વખત ન ગુમાવતાં જો રામાયણનું વાંચન–શ્રવણ કરવામાં આવે તો આપણને ઘણો જ લાભ થાય. રામચંદ્રજી અને સીતા માતાજીનાં આદર્શ ચરિત્રોમાંથી આપણને કેટલું બધું શીખવાનું મળે તેમ છે? અને જો

બધાં ભાઇબ્હેનોની રામાયણનું હમેશાં શ્રવણ કરવાની ઇચ્છા હોય તો કોઇ વિદ્વાન્ પંડિત મારફતે રામાયણનાં પ્રવચનનો પ્રબંધ કરી દેવાની પોતાની અભિલાષા જણાવી. એથી સભાજનોને ઘણો જ આનંદ થયો અને તેમણે હંમેશાં નિયમિત કથાપ્રસંગ ચાલે ત્યારે હાજર રહેવાની કબુલાત આપી.

એ ઉપરથી ધનલક્ષ્મીબ્હેને પોતાના પતિને તેમજ આ ચરિત્ર લેખકને આગ્રહથી જણાવ્યું કે કોઇ સારા પંડિતની તમે ગોઠવણ કરી આવો. એ પંડિત આપણી જ્ઞાતિના રીતિ-રિવાજ અને પીરાણાપંથના પ્રપંચથી જાણકાર આપણા જ દેશના હોય તો વધુ સારૂં. કેમકે પ્રસંગોપાત યોગ્ય ઉપદેશ આપીને પીરાણા તરફનું આપણાં ભાઇ–બ્હેનોનું વલણ તેઓ બદલાવીને હિંદુ ધર્મના આચાર વિચાર તેમજ પ્રભાવની સારી અસર કરી શકે.

શ્રી. રાજારામભાઇએ તેમજ આ લેખકે શ્રીમતીની આ સૂચનાને સ્નેહપૂર્વક ઝીલી લીધી અને કચ્છ ગઢસીસાવાળા પંડિતજી કાર્ત્તિકને એ બાબતની અરજ કરી. કચ્છી કડવા કણબીની પરિષદમાં હંમેશ હાજરી આપી, વારંવાર ભાવભરેલાં અને જુસ્સાદાર ભાષણો કરીને પંડિતજીએ તેમજ સાક્ષર ભાઇશ્રી વસંત (વસનજી દયાલજી ગણાત્રા) એ કણબી જ્ઞાતિની સારી સેવા બજાવી હતી. તેમજ એમને બન્નેને અમારી જ્ઞાતિની ઉન્નતિ માટે ઘણી સારી લાગણી અને ધગશ હતી. તેથી જ્યારે રાજારામભાઇ સાથે જઇને અમારી ઇચ્છા જણાવી, તેમણે અમારી જ્ઞાતિની સેવા અર્થે પરિષદના મંડપમાં આપેલાં વચનને યાદ કરાવી, ત્યારે તે બન્ને સજ્જ-નોએ હૃદયપૂર્વક અમારી માગણી સ્વીકારીને દર રવિવારે

રામાયણની કથા અને ધાર્મિક વિવેચનો-તેમજ વ્યાખ્યાનો આપવાને ઘાટકોપર આવવાની કબૂલાત આપી. એટલે તરત જ શેઠ ખીમજી શામજીની વાડીમાં એક ભવ્ય મંડપ બાંધીને તેમાં કથા પ્રવચન માટે સભાસ્થાનનો સુંદર પ્રબંધ કર્યો. એ પ્રમાણે દર રવિવારે રામચરિત્રનું રસભર્યું પ્રવચન ચાલુ થયું અને ધાર્મિક અવનવી રસભરી ચર્ચાથી સેંકડો ભાઇબ્હેનોને ઉત્તમ પ્રકારના સંસ્કારોનો લાભ મળવા લાગ્યો. તેમજ એ ઉપદેશના પ્રતાપે પાઠપૂજા અને નિત્યનિયમોનું પણ અનેક ભાઇબ્હેનો સારી રીતે પરિપાલન કરવા લાગ્યાં.

એ ઉપરાંત શ્રીમતી બ્હેનથી બની શકે એવા બીજાં પણ અનેક પરોપકારનાં અને ધર્મસેવાનાં કામો તેઓ નિરંતર કરતા રહેતાં. જેની નોંધ રાખી પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની કે જાહેરમાં આવવાની એ પવિત્ર દંપતીને લેશપણ ઇચ્છા કે લાલચ ન્હોતી.

અહિં એક બીજો પણ મહત્વનો પ્રસંગ નોંધવાલાયક જણાય છે. એના તરફ સુજ્ઞવાંચકનું હું ધ્યાન ખેચું છું.

કચ્છમાં ખેતીવાડીની અથાક મુશીબતો અને ધંધાધાપાના અભાવે ઘણા કણબીભાઇઓ ખેતીના ઉદ્યોગ માટે આઠ દશ વર્ષથી ગુજરાતમાં આવી વસ્યા હતા. અને ત્યાં જૂદા જૂદા ગામ વસાવી જેઓ ખંતથી ખેતીનો ઉદ્યોગ ચલાવી રહ્યા છે એવાં વીસેક ગામોમાં રાજારામભાઇએ બહુજ સાધારણ વ્યાજના દરે, ખાસ જ્ઞાતિની લાગણીથી જ્ઞાતિભાઇઓને રક્તશોષક મારવાડીઓ કે વ્યાજખાઉ વાણીઆઓના પંજામાંથી બચાવવાને માટે પૈસા સંબંધી જરૂર પૂરતી ધીરધાર કરવા માંડી. તેનો બેવડો હેતુ હતો. એક તો મુંબઈ કરતાં પોતાના પ્રમાણિક

અને ગરીબ ભાઈઓને ધંધાર્થે પૈસા ધીરવાથી તેની સલામતી વધારે. બીજું એ બ્હાને કંઇક અંશે જ્ઞાતિભાઇઓની ગરજ સરે. વળી તેમનામાં સારી રીતે પ્રચાર કરી શકાય. આ હેતુ સિદ્ધ કરવા માટે દર વરસે જ્યારે વ્યાજ વિગેરેનો હિસાબ કરવા રાજાભાઇ ગુજરાતમાં જાય ત્યારે ધર્માત્મા ધનલક્ષ્મીબ્હેન પણ તેમની સાથેજ જતાં અને એ ભાઇઓના કુટુંબમાં ધર્મની ચર્ચા ચલાવી, રામાયણ અને મહાભારતના અનેક રસીક પ્રસંગો સંભળાવી ધાર્મિક જીવન તરફ એમની અભિરૂચિ વધારી. એ કુટુંબોને તેમણે સમજાવ્યું કે કચ્છમાં તો પીરાણાપંથના બાજીગરોએ અડ્ડો જમાવ્યો છે અને ત્યાં મુખી તેમજ પટેલો પોતાની સર્વોપરિ સત્તા ચલાવી રહ્યા છે, પરંતુ આ સ્વતંત્ર પુણ્ય ભૂમિમાં તમે પવિત્ર હિંદુ ધર્મના આચારવિચાર પાળવાને સર્વથા સ્વતંત્ર છો માટે એ પાખંડી "પીરાણાપંથ" નો ત્યાગ કરી, આપણા પવિત્ર પૂર્વજોનો સનાતન વૈદિક ધર્મ પાળવાની તમારે ખંત રાખવી જોઇએ. બ્હેનના આ પ્રયાસ અને ઉપદેશની ઘણી સારી અસર થઇ, અને તેમાંનો મ્હોટો ભાગ પીરાણાનો ત્યાગ કરી શુદ્ધ આર્યોચિત આચારવિચારો પાળવા લાગ્યા છે. તેમાં પણ ખાસ કરીને કેસરપુરા (બોઇડીટીંબા) ગામમાં તો સદુપદેશના પ્રતાપે એક સુંદર મંદિર પણ બાંધવામાં આવ્યું છે, અને તેમાં પૂજાપાઠ દેવપૂજનના વિધિનું સારી રીતે પાલન થાય છે. એ સત્કાર્યમાં વીરાણીવાળા ભાઇ રત્નસિંહ ખીમજી તથા અન્ય જ્ઞાતિ ભાઇઓએ ઘણી સારી આર્થિક સહાય આપીને જ્ઞાતિ તેમજ ધર્મ તરફની પોતાની ઉંડી લાગણી બતાવી આપી છે. ગુજરાતના બીજા પણ ઘણાં

જૂદા જૂદા ગામોમાં કચ્છી કડવા પાટીદાર ભાઇઓ ખેતીવાડી કરવાને આવી વસ્યા છે; અને તેમનામાં ધાર્મિક સુધારો દઢ પગલે આગળ વધી રહ્યો છે પરંતુ ખાસ કરીને કેસરપુરાના કણબી ભાઇઓ તો શુદ્ધ વૈદધર્મનું યથાર્થ પરિપાલન કરે છે એ જ્ઞાતિ બન્ધુઓના હૃદયમાં ધર્મની પ્રેરણાનાં પૂર રેલાવનાર વીરાણીના અનેક જ્ઞાતિપ્રેમી યુવકબંધુઓની સાથે શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનનો શુભ પ્રયાસ પણ પ્રભુ કૃપાએ સફળ થયો છે.

## પ્રકરણ આઠમું.

## કુટુમ્બભાવના અને સેવાધર્મ.

રાજારામભાઈનું કુટુમ્બ વિશાળ હતું. ભાઇઓ, સાળા, સાઢૂભાઇ, જમાઇ વિગેરે સગાસમ્બન્ધીને પોતાની દેખરેખ નીચે અનુભવી કરી સારી રીતે ધંધેધાપે લગાડી દેવાની તેમને લાગણી હતી. અને કન્ટ્રાકટનું કામ પાછું શરૂ કરવાથી તેની એ અભિલાષા સફળ થઇ હતી. પરંતુ આગળના જેટલી જંજાળ, દોડાદોડ અને ઉપાધિ તેણે રાખી ન્હોતી.

રાજાભાઇને આગળ જણાવ્યા પ્રમાણે જેને વેપારી વર્ગનો પાડોશ હતો, તેમાં પણ મેસર્સ ધારસી નાનજીની કંપની, ઘેલાભાઈ લખમસીની કંપની વિગેરે મુંબઈના સુપ્રસિદ્ધ અને જામેલા વેપારીઓ હતા. એમની સલ્લાહ અને સહવાસથી પોતાની શકિત પ્રમાણે અલસી, સરસી, અનાજ વગેરેનું પણ થોડું થોડું કામ કરવા લાગ્યા. એ ધંધામાં પણ પરમાત્માએ તેમને સફળતા આપી અને પોતાની ભાગ્યશાળી ધર્મપત્નીના પુણ્યપ્રતાપે પ્રસન્ન થયેલાં લક્ષ્મીજીનાં હાસ્યથી તેમનો સુખી ઘરસંસાર ઝળહળી રહ્યો. પોતાની સ્થિતિ અનુ-

સાર ઉદારતા બતાવી જ્ઞાતિના, સગાના કે જાહેર જનતાના સારાં કાર્યોમાં ઉદારતા બતાવીને પાંચ પૈસા ખરચવા લાગ્યા હતા. એમની મદદ દેખરેખ અને કાળજીથી ભાઇઓ, સમ્બન્ધીઓ અને સગા કુટુમ્બીઓ પણ સઘળા કામકાજે લાગી ગયા હતા. અને પોતાના ગજા પ્રમાણે પાંચ પૈસા કમાઇને ગુજારો કરી રહ્યા હતા. એટલે એમના તરફની ચિંતા ફિકરમાંથી પણ તેઓ મુક્ત થયા હતા.

આવી રીતે સંસારિક પરિસ્થિતિ સર્વવાતે સંતોષકારક અને સુખરૂપ હોવા છતાં, શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનના હૃદયમાં ઉંડી ઉંડી ઉદાસી અને ચિન્તાએ ઘર કર્યું હતું. એ ચિન્તા અને ઉદાસીનું મુખ્ય કારણ એ હતું કે, પરમાત્માએ તેમને બધું સુખ આપ્યું હોવા છતાં, તેમનો ખોળો ખાલી રાખ્યો હતો. પોતાની નાની બ્હેનની પુત્રીને પોતાના પેટની પુત્રીરૂપે રાખી લીધી હતી. ચિ૰ વેલબાઈ પણ ડાહી, સુશીલ અને સંસ્કારી હતી. તેને ભણાવી ગણાવીને હુશીયાર કીધી હતી. સીવણ ગુંથણ તેમજ ઘરકામમાં પણ પોતાની જાતિ દેખરેખ નીચે પ્રવીણ બનાવી હતી, અને સગી દીકરીના જેવુંજ એના ઉપર અંતરનું હેત રાખતા હતાં. પરંતુ ગમે તેમ હોય, છતાં પુત્રી એ તો પારકું ધન ગણાય. પરાઈ થાપણને જોરે પૈસાદાર ન થવાય. કન્યા સમય આવતાં સાસરે ચાલી જાય. એને કંઈ હમેશને માટે આપણે ઘેર ન રાખી શકાય, અને એ વખતે આપણું ઘર તો પાછું ખાલીનું ખાલી જ રહે. આવા વિચારોથી તેનો જીવ ઉદાસ રહ્યા કરતો હતો.

પોતાની ધર્મપત્નીને આ પ્રમાણે ઉદાસ અને ચિન્તાતુર જોઇને પ્રસંગોપાત રાજારામભાઇએ તેમને કારણ પૂછયું. પહેલાં

તો તેમણે વાત ઉડાવવા માંડી, પણ પછી મન ખોલીને પોતાના પતિને જણાવ્યું કે, જૂઓને પરમાત્માએ આપણને અનેક વાતે સુખી કર્યાં છે. પૈસાટકા, રાચરચીલું, સગાંકુટુમ્બી એ બધી અનુકૂળતા હોવા છતાં આજ સુધી આપણે ઘેર પારણું બંધાયું નથી. ઇશ્વરને ઘેર શું પાશેર માટીનો ટોટો હશે? આપણી હયાતી પાછળ આ સુખસમૃદ્ધિનું શું થશે? અને આ જગતમાં આપણું નામ શી રીતે રહેશે? તેની મને દિવસ રાત ફિકર થયા કરે છે.”

ત્યારે રાજાભાઇએ પોતાની પત્નીના મનનું સમાધાન કરીને કહ્યું કે, એ તો પરમાત્માની ઇચ્છાને આધીન છે. જેના પ્રારબ્ધમાં સંતાનનું સુખ ન લખ્યું હોય, તે હજારો ઉપાય કરે તો પણ કંઇ વળતું નથી. આપણી ઉમ્મરના આપણા ભાઇઓ અને પાડોશીઓને ત્યાં પાંચપાંચ સાતસાત છોકરાં છે. આપણા નસીબમાં સંતાનયોગ નહી હોય, અને સંપત્તિનો સદુપયોગ કરવાના તો હજારો રસ્તા છે. સારાં કામોમાં કરોડોની દોલત હોય, તો પણ પૂરી ન પડે. માટે એની કંઇ આપણે ફિકર ચિંતા કરવાની નથી.”

ધનલક્ષ્મી બ્હેને કહ્યું કે તમે મારી ચિંતાનું ખાસ કારણ સમજી શક્યા નથી. તમારો સ્વભાવ અને મારા ઉપરનો તમારો પ્રેમ હું જાણું છું. એટલે બનતા સુધી એ પ્રસંગ હું છેડતી નથી, પણ હમેશાં મારા મનમાં એમ થયા કરે છે, કે મારે મોટું મન રાખી ભવિષ્યમાં તમારો વંશ અને તમારૂં નામ કાયમ રહે એવો કંઇ ઉપાય યોજવો જોઇએ.

પોતાની પત્નીની આ ગોળ ગોળ વાતચીતનો બરાબર

મર્મ રાજાભાઈના સમજવામાં ન આવ્યો એટલે તેમણે પૂછ્યું કે, મારાથી તમારો હેતુ કંઇ સમજી શકાતો નથી. તમારી અંતરની ઇચ્છા શું છે એ મને સ્પષ્ટ કહી બતાવો તો કંઇ સમજ પણ પડે.

ત્યારે ધનલક્ષ્મીબ્હેને અમુક દાખલાઓ આપીને સમજાવ્યું કે ફલાણા ભાઇને ત્યાં સંતાન ન હોવાથી અમુક મુદત સૂધી રાહ જોયા પછી તેમણે બીજું ઘર કર્યું. ત્યારે પ્રભુની કૃપાએ તેમની ઈચ્છા સફળ થઇ અને તેને ત્રણ ચાર બાળકોની પ્રાપ્તિ થઈ. માણસો પોતાનો વંશવેલો રાખવાને વૃદ્ધ ઉમ્મરે પણ પરણે છે, ત્યારે આપણી ઉમર તો આશરે ચાલીશેક વરસની થઇ છે. ત્યારે મારી મરજી છે કે તમે પણ બીજું ઘર કરો, અને પરમાત્માની કૃપા તો આપણા સુખમાં જે ઉણપો છે તે જરૂર પૂરી થશે.

નાત પરજાતના એવા ચાર પાંચ બીજા પણ દાખલા કહી બતાવીને બીજું ઘર કરવાનો ખાસ આગ્રહ કર્યો. રાજારામ-ભાઇને આ વિચારો સાંભળીને આશ્ચર્ય ઉપજ્યું અને પોતાની પત્ની ખરેખર પોતાના હૃદયથી આ બધું કહેતી હતી કે, પોતાના તરફના પતિના પ્રેમની પરીક્ષા કરવાને તેનું મન તપાસતી હતી? કેમકે પતિ ઉપર પ્રેમ રાખનારી પત્ની, બીજું કોઇ પોતાના સ્નેહ અને સુખમાં ભાગ પડાવે, એવું ભાગ્યે જ ઇચ્છે છે. શોકનું સાલ સુખી જીંદગીમાં હંમેશાં શૂલની પેઠે ખુંચતું જ રહે, એટલે પોતાની સ્વેચ્છાથી સુખનો જીવ દુખમાં નાખવાની કોને મરજી થાય?

પરંતુ ધનલક્ષ્મીબ્હેનનું હૃદય ઉદાર અને વિશાળ હતું. તે પોતાની સુખ સ્વતંત્રતા કરતાં, સ્વામીનું કલ્યાણ વિસેષ

ઇચ્છતી હતી. નવી વહુ ઘરમાં આવે, અને તેનાં માન વધે, તો પોતાના સ્વતંત્ર વૈભવમાં અનેક જાતના વાંધાવિરોધ ઉભા થાય એ પણ સંભવિત હતું. પરંતુ એવો પ્રસંગ આવે તો, સંયોગાધીન જે કંઇ થાય તે સહીને પણ એ સતી લક્ષ્મી પોતાના પતિનો વંશ કાયમ રહે, એવું ઇચ્છતી હતી.”

પોતાની પત્નીના આ ઉદ્‌ગારો સાંભળીને રાજારામભાઇએ કહ્યું કે,–“તમને આજ સૂધી તો કદિયે આવા વિચાર ન્હોતા સૂઝ્યા. આ તમે કોઇ બીજાની સલ્લાહ—શિખવણથી કહો છો કે, મારૂં મન તપાસવાને પૂછો છો ?” ત્યારે શ્રી. ધન-લક્ષ્મીબ્હેને ગંભીર અને ઠાવકે મ્હોડે કહ્યું કે,—“હું બીજા ત્રીજાની સલાહ સાંભળતી નથી, એ તમારા જાણવામાં છે અને તમારો મારા ઉપર પરિપૂર્ણ પ્રેમ છે એ હું સારી રીતે જાણું-છું, એટલે તમારૂં મન પારખવા માટે આવી બનાવીને વાતો કરૂં એવો મારો સ્વભાવ જ નથી. એ પણ હું જાણું છું કે તમે નવું ઘર કરો તો મારાં માન અને સુખ વૈભવમાંથી એને મારે ભાગ વહેંચી દેવો પડે, એ બધું ખુબ વિચારી લીધા પછી જ તમારી પાસે એ વાત કરી છે.

રાજાભાઇએ કહ્યું કે—“એ વાતનો કંઇ અર્થ નથી અને મારા મનને એ બાબતનું કંઇ સુખ દુઃખ નથી. તમને બૈરાંઓને એવા બહુ વહેમ હોય છે. ખરૂં જોતાં આપણા હાથમાં જે બાબત હોય, અને કુદરતને આધીન જ હોય તેની કાળજી શાની ?”

ધનબાઇએ કહ્યું કે,—“આપણાથી બનતા ઉપાયો તો લેવાજ જોઇએ, પછી પરિણામ પ્રભુને હાથ છે. ઘણા દિવસ વિચાર કર્યા પછી જ મેં તમારી પાસે આજે વાત કાઢી છે.

કેમકે તમો જાણો છો હમણા હું હંમેશાં કથા સાંભળવા જાઉ છું. તેમાં ગઇ કાલે પ્રસંગ એવો નીકળ્યો હતો કે મનુષ્યોની પુત્ર વગર સદ્દગતિ થતી નથી. નિઃસંતાન મનુષ્ય આખરે નરકે જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "પુ" નામનાં નરકમાંથી માંબાપને તારે છે, માટે જ તેને પુત્ર કહેવામાં આવે છે. વળી તમે મને "દેવ કન્યા" નાટક જોવા તેડી ગયા હતા. એમાં પણ તમે જોયું હતુંને? સંતાન વગર માણસની સદ્દગતિ નથી.

[મનુષ્યજન્મ દેવદુર્લભ કહેવાય છે, અને તેના ઉપર ત્રણ રૂણ એટલે ફરજો રહેલી છે. દેવરૂણ, રૂષિરૂણ અને પિતૃરૂણ. દાનપુણ્ય અને ધર્મ કર્મ કરવાથી દેવરૂણમાંથી મુક્ત થવાય છે. ભણીગણી વિદ્યાનું અધ્યયન કરવાથી રૂષિમુનીઓનાં રૂણ-માંથી મુક્ત થવાય છે અને પિતૃરૂણમાંથી મુક્ત થવા માટે લગ્ન સંસ્કાર છે. પરણી પુત્ર ઉત્પન્ન કરીને વંશ વૃદ્ધિ કરવાથી અને પિતૃઓનું કુળ કાયમ રાખવાથી જ પિતૃરૂણ-માંથી મુક્ત થવાય છે માટે મારો આગ્રહ છે કે તમે બીજુ ઘર કરો, એટલે આપણું ઘર હસ્તુ રમતું થાય.]

રાજારામભાઇએ કહ્યું કે—"બીજું ઘર કરવા છતાં જો સંતાન નહીં થાય તો આપણી કેવી દશા થશે, તેનો કંઇ વિચાર કર્યો છે? હું પણ તમને એવા દાખલા ગણી બતાવું કે બે ત્રણ બૈરાંઓ કરવા છતાં, જેમના ભાગ્યમાં સંતાનસુખ ન્હોતું જ લખ્યું, તેમને ઉલ્ટો બમણો ત્રાસ વેઠવો પડયો અને ફળ તો કંઇ મળ્યું નહીં. વળી પરસ્પરના પ્રેમને લીધે હાલ આપણે જે સુખી, સંતોષથી, સ્વર્ગીય જીવન ભોગવીએ છીએ, તેમાં આપણે હાથે કરીને વિઘ્ન શા માટે ઉપસ્થિત કરવું જોઇએ? બે સ્ત્રીઓનાં સ્વામીની સ્થિતિ ખાંડણીમાં

બંધાઇ જતા અનાજના જેવી થાય છે, તમે જે દાખલા દીધા, તેમને ઘેર ભલે છોકરાં થયાં છે, પણ તેમના ભવાડા તો તમારા જાણવામાં છે. એવા નાટક આપણે ઘેર ભજવાય, અને લોકો તમાસા જૂવે એવી મારી ઇચ્છા નથી. વળી આપણા સુધારક ભાઇઓને તમારે માટે ઘણું માન અને પૂજ્યભાવ છે. એમને પણ ખરાબ લાગે. એમની નજરમાં આપણું જીવન તિરસ્કાર અને ઉપહાસપાત્ર થઇ જાય. માટે મને તમારો એ વિચાર બિલકુલ રૂચતો નથી. પરમાત્માની ભક્તિ કરી, આપણે સુખશાંતિમાં જીવન ગાળીને સંતોષ માનવો જોઇએ. મારા ભાઇઓના છોકરાઓ છે, તેઓને આપણા જ પુત્રે સમજી આપણે સારે રસ્તે લગાડીએ અને તેમને જ આપણી સકમાઇના પાંચ પૈસાથી મદદ કરીએ, તેમાંજ આપણી જીન્દગીનું સાર્થક છે. સ્વર્ગના દરવાજાની ચાવી પુત્રના હાથમાં જ ઇશ્વરે સોંપેલી છે, એવું કોણે જોયું છે? શાસ્ત્રો તો કહે છે કે ઉદાર માણસોને મન આખું જગત્ પોતાનું કુટુમ્બ છે. પરમાત્મા પિતા છે. પુરૂષો આપણા ભાઇઓ છે. સ્ત્રીઓ આપણી બ્હેનો છે. અને જ્ઞાતિનાં તેમજ પાડોશીનાં બાળકો યા આપણા દેશનાં બચ્ચાંઓ તે આપણાં જ બાળક છે, એમ સમજી મનુષ્યજાતિના ભલા માટે આપણે બને તેટલો યત્ન કરતા રહીએ, એટલે આપણે જગજીત્યા. બીજા ઘરની વાત મારી પાસે હવે પછી કદી તમે કરતાજ નહીં. તેમજ તમારો જીવ ફ્રોકટનો બાળતા નહી. અને જે છે તેમાં સંતોષ માની જગત્‌ની આળ-પંપાળની લોભ લલુતા રાખશો નહીં."

પોતાના પતિનો આવો દૃઢ વિચાર અને પોતાના ઉપર અગાધ પ્રેમ જોઇ, બ્હેન ધનલક્ષ્મી પતિની ઇચ્છાને આધીન

થયાં, પરંતુ તેમના મનમાં તો આખર સૂધી એવી ઉંડી ઈચ્છા રહ્યાજ કરતી હતી કે, પોતાની હયાતીમાંજ પતિને બીજું ઘર કરાવી આપી, તેમના બાળબચ્ચાંઓ થાય તેને જોઈ–રમાડી પોતાના સંસારની એ બાકી રહેલી ખોટ પણ પૂરી કરે. અને કોઇ કોઇ વખત એ બાબત યાદ આવતી ત્યારે એમનો જીવ બહુજ ઉદાસ બની જતો. પરંતુ પતિપરાયણ સતીએ પોતાના સ્વામીના વચનને માથે ચડાવી પોતાનાં મનને વાળી લીધું. અને રાજાભાઇની સમક્ષ એ બાબતનો તેમણે બનતાં સુધી પાછો ઉચ્ચાર ન કર્યો.

રાજારામભાઇએ પણ દેશના, ધર્મનાં અને જ્ઞાતિસેવાનાં શુભ કાર્યોમાં વધારે ધ્યાન દેવા માંડયું. કોન્ટ્રાકટનાં કામોમાં વખત જતાં આગળના જેવો કસ રહ્યો ન્હોતો. એટલે સ્વાભાવિકજ એ કામકાજ ઓછાં થતાં ગયાં. વેપારીઓ અને શ્રીમંતોની હાલત પણ દિવસે દિવસે એવી થતી જોવામાં આવી કે, પસીનાના ટીપાંથી મેળવેલા પાંચ પૈસા વ્યાજે રાખવાની પણ સહીસલામતી બહુજ ઓછી રહેતી. દિવસ ઉગતાં કોઇને કોઇ મ્હોટા આસામી તુટી જવાના અથવા જેને લોકો લક્ષાધીશ માનતા હોય, એવી પ્રબળ પેઢીઓના પણ ખરાબ સંજોગો વચ્ચે દીવાળું નીકળવાના પ્રસંગો પણ દિવસે દિવસે વધારે બનવા લાગ્યા. એટલે પોતાના સકમાઇના પાંચપૈસાની સુરક્ષિત વ્યવસ્થા કરવાની તેમને હવે કાળજી થવા લાગી.

બ્હેન વેલબાઇનાં લગ્ન પછી મુંબઈ આવ્યા બાદ રાજારામભાઈએ ગુજરાતમાં આવીને જે જ્ઞાતિબંધુઓ ખેતીવાડીના ધંધારોજગારમાં લાગ્યા હતા, તેમને વખતસરની મદદ મળે અને પોતાની મૂડી જળવાઇ રહે, એ હેતુથી એ ગુજરાતમાં વસેલા

ભાઇઓને નજીવા વ્યાજથી જરૂર પૂરતી રકમો ધીરવામાં પોતાની સંપત્તિનો થોડો ભાગ રોકયો. એ ઉપરાંત બન્ને દંપતીએ લાંબો સમય વિચાર કરીને એવો નિર્ણય કર્યો કે, નજીવું વ્યાજ મેળવવા માટે વેપારીઓને ત્યાં રકમ રાખી બીજાના ઓશીયાળા રહેવા કરતાં, જો ઘાટકોપર જેવાં સ્થળમાં પોતાની માલીકીનું એક મકાન બાંધી લીધું હોય, તો તેના ભાડાંની પેદાશ પણ વ્યાજ જેટલી થાય અને આપણી મૂડી સચવાઇ રહે.

આવો નિર્ણય કર્યાબાદ થોડાજ સમયમાં જે વિભાગમાં ઘણા ખરા પોતાના કચ્છના જ્ઞાતિભાઇઓ વસે છે, તે વિભાગમાં ઘાટકોપરની પ્રસિદ્ધ જૈન દેરાસરવાળી ગલીની પાછળની ખાલી જમીનોની હરરાજી થઈ ત્યારે તેમાંથી એક સારો પ્લૉટ તેમણે વેચાતો રાખી લીધો અને એ જમીન ઉપર વિશાળ ચોગાન (ફળીયાં)નો ખુલ્લો ચોક રાખી એક ભવ્ય મકાન પોતાની જાતિ દેખરેખ નીચે બાંધ્યું. એ નવીન મકાનનું શાસ્ત્રીય વિધિથી વાસ્તુ કરાવી શે૦ રાજારામભાઈ તેમાં પોતાના કુટુંબસહિત રહેવા લાગ્યા. બાકીનો ભાગ પોતાના ઓળખાણપીછાણના સ્નેહીવર્ગને ભાડે આપ્યો, જેનું દર માસે લગભગ રૂ. ૨૨૫) ભાડું ઉત્પન્ન થાય છે.

પોતાનાંજ મકાનમાં સ્વતંત્ર નિવાસ થયો. ચિ૦ વેલબાઇને તેના પતિસહિત પોતાને ત્યાંજ રાખેલી હતી. પાડપાડોશીઓ તેમના ભાડુતો હોવાથી સન્માન અને સદ્દભાવ દાખવતાં. એ પ્રમાણે પ્રતિષ્ઠિત જીવન ભોગવવાનો અને શ્રીમાનવર્ગમાં ગણાવાનો હવે તેમનાં જીવનનો નવો યુગ શરૂ થયો. સૌભાગ્યવતી ધનલક્ષ્મી બ્હેનને શાંતિથી ધર્મકર્મ અને ભગવદ્દભક્તિ કરવાનો ભાગ્યશાળી પ્રસંગ પ્રાપ્ત થયો.

કોન્ટ્રાકટના ધંધામાં બેહદ હરીફાઇ અને મળતર જેવું નહિં જણાવાથી રા૦ રાજાભાઇએ પણ ધંધોરોજગાર આટોપી લઈ જ્ઞાતિનાં અને દેશસેવાનાં જાહેર પારમાર્થિક જીવનમાં સારી રીતે રસપૂર્વક ભાગ લેવા માંડયો.

## પ્રકરણ નવમું.

## સ્વરાજ્ય સંગ્રામ અને ઐતિહાસિક ધ્વજવંદન.

આ સમજમાંય ઇતિહાસપ્રસિદ્ધ અસહકાર યુગ શરૂ થયો. સત્યાગ્રહ સંગ્રામનાં વાજાં ગામેગામ અને ગલીયે ગલીયે ગાજી રહ્યાં. મહાત્મા ગાંધીજીની પાછળ સારાય હિન્દની જનતા દેશસેવાના અજોડ યજ્ઞમાં મેદાને પડી, અને મુંબઇમાં તેમજ મુંબઇના વિવિધ પરાંઓમાં તો ખાસ કરીને એ ચળવળે ખૂબ જોસ પકડયું.

સત્યાગ્રહની લડત માટે જાહેર સભાઓ, ધ્વજવંદનની ક્રિયા, પ્રભાત ફેરી, સરઘસો અને વિદેશી કાપડના બહિષ્કાર પૂર્વક સ્વદેશી વસ્તુના પ્રચારને માટે દેશસેવિકા સંઘની સર્વ સ્થળે ધમાલ ચાલવા લાગી. સરકારની સખ્તાઈ, ધરપકડ અને લાઠીચાર્જના બનાવોએ જનતામાં જાગૃતિનાં પૂર રેલાવ્યાં. અનેક સદીઓ સૂધી ઘરના ખુણામાં ગોંધાઇ રહેલી હિંદની સ્રીશક્તિ પડદાનું અને ખોટી શરમનું બંધન છોડીને દેશસેવાના મેદાનમાં દૃઢ પગલાં ભરવા લાગી. મહાત્માજીની સાત્વિક લડતના પવિત્ર હેતુએ દેશની દશે દિશાઓમાં પ્રાણવંતું નવું ચેતન રેલાવી દીધું.

રા. રાજારામભાઇએ તેમજ શ્રીમતી ધનલક્ષ્મી બ્હેને પણ પોતાની શક્તિ પ્રમાણે એ સેવાયજ્ઞમાં પોતાનો સુંદર

ફાળો ઉત્સાહપૂર્વક ભરી આપ્યો. મુંબઈ તેમજ ઘાટકોપરની સભાઓમાં હાજરી આપી ધણી-ધણીઆણી બન્ને કાયદાની હદમાં રહીને દેશસેવકોને મદદ કરતાં અને ઉત્તેજન આપતા હતાં. બાકી રહેલું જીવન જ્ઞાતિસેવા, ધર્મસેવા, દેશસેવા અને પરમાર્થમાંજ ગાળવાનો નિશ્ચય કર્યો હોવાથી બીજી ત્રીજી અંગત વ્યાવહારિક ઉપાધિઓ ઘણી ઓછી કરી નાંખી હતી. એ વખતે બ્હેન ધનલક્ષ્મીએ પોતાના પતિને કહ્યું કે, "તમારા વડીલ બંધુ હીરજીભાઇના બન્ને પુત્રો ન્હાની બાળવયનાં બાળકો છે. તેમની માતા ગુજરી ગઇ હોવાથી દેશમાં તેની સારી રીતે સંભાળ પણ નહી લેવાતી હોય. તેઓ આપણાં જ બચ્ચાં છે. અહીં તેડાવીને આપણે ઘેર રાખી લઇએ, તો તેમની સારી રીતે સારવાર થાય. તેમનાં ભણતરનો પણ બંદોબસ્ત થાય. કોમળ વૃક્ષની પેઠે નાની વયમાં બાળકને જે સદ્ગુણ અને સંસ્કારોનું શિક્ષણ મળે છે, તે હંમેશને માટે ટકી રહે છે. મોટા થશે, ત્યારે આપણી સેવા ચાકરી કરશે. અને સેવા ચાકરી નહીં કરે, તો પણ એમને સુખી જોઇને આપણને સુખ સંતોષ મળશે. વળી આપણી નાતની રીત મુજબ તેમને બાળપણમાં જ પરણાવી દીધા છે, એટલે બે પાંચ વરસ બાદ એમની વહુઓ પણ આપણે ઘેર આવતી જતી થશે, અને ઘરકામનો બોજો ઉપાડી લેશે, તો આપણી એટલી જંજાળ ઓછી થશે, અને ભક્તિ-ભાવમાં એટલો વધારે વખત ગાળવાની તક મળશે.

શા. રાજારામભાઇ પણ એ વાતમાં તરત સંમત થયા અને પોતાના બંધુ હીરજીભાઇના બન્ને પુત્રો, ભાઇ ભાણજી તથા ભાઇ જીવરાજને પોતાને ઘેર તેડાવી, ઘાટકોપર પોતાની

સાથે જ રાખી લીધા, જેઓ આજ સુધી આનંદપૂર્વક રાજાભાઈને ત્યાંજ રહીને ઇંગ્રેજી અભ્યાસ કરે છે. મ્હોટા પુત્ર ભાણજીએ મેટ્રીક સુધી પોતાનો અભ્યાસ આગળ વધાર્યો છે. અને નાનો પુત્ર જીવરાજ પણ હાલ અંગ્રેજી ચોથા ધોરણમાં ઉત્સાહપૂર્વક અભ્યાસ કરી રહ્યો છે. એ બન્ને ભાઈઓની વહુઓ પણ આજે ચાર પાંચ વરસ થયા ભાઈ રાજારામને ઘેર એટલે પોતાને સાસરે આવી તેમની સાથેજ છે.

એ બન્ને બાળાઓના માતપિતા પીરાણાપંથને પાળનારાં હોવાથી, તેમણે પોતાની પુત્રીઓને તેમનો ભાવી સંસાર સુધરે એવી શિખામણ આપવાને બદલે, સાસરિયામાં વિખવાદ અને કુટુંબકલેશ ઉભો કરવાની ચાવીઓ ચડાવવામાં કંઇ બાકી રાખી ન્હોતી. પરંતુ સંસારમાં પગ મૂકયા પછી રા૦ રાજારામભાઇના ઘરનાં સંપ–સ્નેહ તેમજ સદ્‌વ્યવહારથી તેમનાં હૃદય ઉપર ઘણી સારી અસર થઈ અને માતા જેવી પ્રેમાળ શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનની લાગણી, મમતા, સ્નેહ અને સદુપદેશની એમના ઉપર એટલી બધી જાદુઇ અસર થઇ કે, તેમને પોતાનાં પીયરની યાદ પણ વિસરાઇ ગઇ. માતાપિતાના ઘર કરતાં પણ અધિક સુખ સંતોષ અને હેતપ્રીત વચ્ચે તેઓ આનંદ કલ્લોલ કરતી, શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનના હાથ નીચે પવિત્ર ગૃહસંસાર ચલાવવા લાગી, અને શ્રીમતી બ્હેન પણ તેમને પોતાના પેટની સગી પુત્રીઓ પેઠે પાળી–પોષી તેમનું લાલન–પાલન કરવા લાગ્યાં.

આજના જમાનામાં સગા પુત્રપુત્રીઓ અને પુત્રની વહુઓ પણ વડીલોથી મળીહળીને ચાલતી નથી અને પશ્ચિમની સુધરેલી જીંદગીનું અનુકરણ કરી, પરણીને તરત માબાપથી જૂદાં

રહેવાની જુવાન વહુઓ પેરવી કરવા માંડે છે. અને સાથેજ રહેતાં હોય તો વહુ–સાસુ કે દેરાણી–જેઠાણીઓ વચ્ચે પાણીપતનાં યુદ્ધ ચાલતાંજ હોય છે. એવા સ્વતંત્ર અને ઉદ્ધત જમાનામાં ભાઇનાં બાળકો પેટનાં સંતાનથી પણ વધારે ભાવપૂર્વક વરતીને સેવા ચાકરી કરે, અને તેમની વહુઓ વડીલોની માનમર્યાદા સાચવી સગાં સાસુસસરા કરતાંપણ અધિક ભાવથી વર્ત્તી આજ્ઞાકારી કુળવધૂઓ તરીકે કુટુમ્બની શોભા પ્રતિષ્ઠામાં વધારો કરે, એ સદ્દભાગ્યનીજ નિશાની સમજવી. અને એવું સદ્દભાગ્ય સર્જવા માટે શ્રીમતી ધનલક્ષ્મીબ્હેને પોતાના પ્રેમાળ અને વિશાળ હ્રદયથી એ બાળકોને જરાપણ ઓછું ન આવે, એવી ઘણીજ હેતાળ રીતે તેમનાં દિલ જીતી લેવા માટે કેટલી બધી કાળજી રાખી હશે, તેનું સહેજ અનુમાન કરી શકાય તેમ છે.

એ ઉપરાંત રાજારામભાઇની બ્હેનો પ્રત્યે પણ સગી બ્હેનો જેવી લાગણી બતાવી, તેમનાં કુટુંબની ઉન્નતિ કરવા માટે બનતી મહેનત અને મદદ કરવામાં ધનલક્ષ્મીબ્હેને જરાય કચાશ રાખી ન્હોતી. એ ઉપરાંત સગા–સમ્બન્ધી, નાતીલા અને સ્નેહીજનોને પણ યોગ્ય પ્રસંગે ઘટતી મદદ્ કરી, કામધંધે લગાડી આબાદ અને સુખી કરવા માટે પોતાથી બનતો પરિશ્રમ લેવાને તેઓ સદાય તત્પર રહેતાં હતાં. રાજારામભાઇના બન્ને વડીલ ભાઇઓ પણ એ દંપતીની સેવાભક્તિ અને સહાયથી ઉંચી પંક્તિમાં આવ્યા છે, અને રાજારામભાઇના સાળા તેમજ સાઢુભાઈ વિગેરે સ્વસુરપક્ષના સંબંધીઓને પણ યોગ્ય મદદ આપી કામધંધે લગાડીને ઉન્નતિને માર્ગે ચડાવવા માટે તેમણે બનતું કર્યું છે.

આ પ્રકરણના આરંભમાં જણાવ્યું છે, તે પ્રમાણે બરાબર આવા સંયોગો વચ્ચે, શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનનું વિશાળ કુટુમ્બ, જે પ્રમાણે મ્હોટી કાયા વિસારીને વડનું વૃક્ષ અનેક જીવોને છાયા કરે છે, તે પ્રમાણે અનેક સ્નેહી–સ્વજનોને સંસારના તાપમાંથી બચાવી શીતળતા આપી રહ્યું હતું. તેવામાં ગાંધીજીનો દેશસેવાનો પડકાર ગાજી ઉઠયો. નિઃશસ્ત્ર સંગ્રામની હાકલ સાંભળીને ન્હાના મ્હોટા સહુ કોઇ તેમાં હોંસથી જોડાવા લાગ્યાં. **સ્વરાજ્ય**ના સંગ્રામમાં ઘાટકોપરની સન્નારીઓ પણ બહાર આવીને ઉમંગથી ભાગ લેવા લાગી.

શ્રીમતી ધનલક્ષ્મીબ્હેન પણ તેમાં હૃદયપૂર્વક ભાગ લેવા લાગ્યાં. દેશસેવક કે દેશસેવિકાઓ તેમને માથે જે કંઇ ફરજ નાખે, તે આનંદથી તેઓ ઉઠાવી લેતાં, અને તન મન ધનથી એ પવિત્રકાર્યમાં મદદ કરતાં. એમને પ્રભાતના પહોરમાં વહેલાં ઉઠવાની ટેવ હતી. સવારે ઉઠી નાહીધોઇ નિત્યકર્મથી પરવારીને પ્રભાત ફેરીનો મીઠો રણકાર કાને પડતાં જ, પોતે પણ તેમાં શામીલ થઈ જતાં હતાં. પ્રકૃતિ નબળી રહેતી હોવા છતાં, દરરોજની પ્રભાતફેરીમાં તો એ બ્હેનની હાજરી હોય જ. એ દેશસેવાના મંગળધ્વનિમાં પોતાનો મીઠો કંઠ પૂરી, પોતાની જ્ઞાતિની તેમજ પડોશની બીજી બ્હેનોને પણ આગ્રહપૂર્વક તેઓ પોતાના સાથમાં બોલાવી લેતાં અને દેશસેવાનો રંગ ચડાવતાં.

થોડા જ દિવસો બાદ ઘેર ઘેર રાષ્ટ્રીય ધ્વજવન્દનની મંગળક્રિયા થવા લાગી. રાષ્ટ્રીય સભાએ આજ્ઞા કરી. ઘેર ઘેર ધ્વજવન્દન કરીને ત્રિરંગી વાવટો દરેક ભારતવાસીએ પોતાને ઘેર ફરકાવી દેવો. ઘાટકોપરના સેવાભાવી ગૃહસ્થોએ પોતાના

બંગલા અને મકાનોમાં જાહેરસભાઓ ભરી, દેશનેતા સ્વયંસેવક તથા સેવિકા બ્હેનોને પોતાને ઘેર બોલાવી, માંગલિક વિધિથી "ધ્વજવંદન"નો ઉત્સવ ઉજવવા માંડયો. દેશભક્તોનાં પોતાને ઘેર પગલાં થાય, સ્વયંસેવકો અને સેવિકાબ્હેનો પોતાનું આંગણું પાવન કરે, અને જનની જન્મભૂમિનાં પોતાને ઘેર યશોગાન ગવાય, એવું આપણું સદ્‌ભાગ્ય કયાંથી?

શ્રીમતી ધનલક્ષ્મીબ્હેને પણ "ધ્વજવન્દન"ની તૈયારીઓ કરી. ભાડુતો ઘણુંખરાં રાષ્ટ્રીય વિચારનાં હોવાથી તેમના સુરમાં સુર પૂરાવી, તેમને પડખે ઉભા રહેવાને સૌ કોઇ તત્પર થયાં. રા૦ રાજારામભાઇને સરકારની આંખે ચડવાનો કંઇક ભય તો ઉપજ્યો, પણ એમનાં પવિત્ર પત્નીની એમણે અંતરની ઉંડી લાગણી જોઇ, તેમજ બધા પાડોશી અને સ્નેહીઓની પણ એવીજ મરજી જાણીને સમય નક્કી કરી આગેવાનોને આમંત્રણ મોકલ્યાં.

બીજે દિવસે પ્રભાતમાં મધુર રાષ્ટ્રગીતોનાં ધ્વનિસહિત દેશનેતાઓ, સ્વયંસેવકો, સેવિકાબ્હેનો અને દેશદાઝવાળાં બ્હેન-ભાઇઓ, બાળકોની મ્હોટી સંખ્યા રાજારામભાઈનાં મકાનનાં વિશાળ ચોગાનમાં આવી પહોંચ્યાં. ભારતમાતાનાં યશોગાનથી વાતાવરણ ગાજી રહ્યું અને હજારોની માનવમેદની વચ્ચે એ દેશભક્ત દંપતીએ વિધિપૂર્વક પવિત્ર રાષ્ટ્રધ્વજની સ્થાપના કરીને પોતાને આંગણે સ્વરાજ્યનો વિજયવાવટો ફરકાવ્યો અને એક નિડર દેશભક્ત તરીકે ઉભયદંપતીનાં ઘેર ઘેર વખાણ થવા લાગ્યાં. કચ્છના કડવા કણબીઓમાં "ધ્વજવન્દન"નો ઉત્સવ એક રાજારામભાઇને ત્યાંજ ઉજવાયો.

# પ્રકરણ દશમુ.

## સત્યનિષ્ઠા અને ચારિત્રનો પ્રભાવ

માનવજીવનમાં ચારિત્રની કિમ્મત અમૂલ્ય છે. ધન-વૈભવ વિદ્યાજ્ઞાન, સત્તા-સાહ્યબી અને લાગવગનો પ્રભાવ કંઇ આ જગતમાં ઓછો નથી. પરંતુ ચારિત્રબળ આગળ એ બધાંની કંઇ કિમ્મત નથી. આજે અખિલ જગતમાં ગાંધીજી સર્વોપરિ સર્વશ્રેષ્ઠ મહાપુરૂષ તરીકે પૂજાય છે, એ તેમની સત્યનિષ્ઠા અને તેમનાં ચારિત્રબળને જ પ્રતાપે. હિંદુશાસ્ત્રની નજરે ઇશ્વરના બધા અવતારોમાં રઘુકુળતિલક રામચંદ્રજી સર્વશ્રેષ્ઠ અને આદર્શ અવતાર તરીકે ઘેરઘેર પૂજાય છે એ તેમનાં ઉજ્વળ ચારિત્રને જ પ્રતાપે-મહારાજા હરિશ્ચંદ્ર, ગૌતમ બુદ્ધ, યુધિષ્ઠિર, ભીષ્મ પિતામહ અને મહારાજા પ્રતાપ કે શિવાજી ઇતિહાસને પાને મહાન્ પુરૂષોમાં પહેલી પંકિતએ બિરાજે છે એ તેમનાં ચારિત્રબળને જ પ્રતાપે.

અવનિમાં અનેક રાજા મહારાજા, અનેક કોટિપતિ, અનેક પ્રતાપી અને પરાક્રમી પુરૂષો થઇ ગયા છે, પરંતુ જેમનું ચારિત્ર કોઇ પણ કારણથી દૂષિત હોય, એમનાં નામ ઇતિહાસનાં પાનાં ઉપર કાયમનાં ટકી શકયાં નથી.

સતી સીતા, સાવિત્રી, અનુસૂયા, દમયંતી અને માતાજી પાર્વતીજીનાં પ્રાતઃસ્મરણીય નામો તેમનાં સ્મરણમાત્રથી હૃદયને સ્ફૂર્તિ આપી ચેતનવંતુ બનાવે છે, કેમકે એમનું નામ દેતાં જ એમનાં પવિત્ર અને પ્રકાશિત ચારિત્રનો તેજઃપૂંજ આપણી આંખો સામે ખડો થાય છે. આપણું મસ્તક પોતાની મેળે એનાં ચરણમાં નમી પડે છે, અને અંતરના ખુણામાં જે કંઈ રહ્યાસહ્યા વિકારો ભરાઇ બેઠા હોય, તે તરત જ દૂર

થઈ જાય છે, એવીજ રીતે ચારિત્રવાન્ પુરૂષનું પગલું પડતાં જગતના તાપ, પાપ અને પરિતાપ પોતાની મેળે અલોપ થઈ જાય છે. શાસ્ત્રો કહે છે, કે ચારિત્રને પ્રતાપે આયુષ્ય વધે છે. સુખ, સંપત્તિ અને અમર કીર્ત્તિ પ્રાપ્ત થાય છે. વીર્ય–પરાક્રમ સફળતા એ સર્વની ચારિત્રના પ્રતાપે જ અનાયાસે પ્રાપ્તિ થઈ શકે છે.

શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનનાં ટુંકા ચરિત્રમાં ચારિત્રના વિષય ઉપર આટલો બધો ભાર દઈને લખવાની જરૂર એ માટે જ છે કે, એ સુશીલ, શાંતમૂર્ત્તિ અને સ્નેહાળ બ્હેનમાં ખાસ ચારિત્ર-બળનીજ વિશેષતા હતી.

એમનામાં એટલું બધું જ્ઞાન ન્હોતું, કલા ન્હોતી, વિદ્યા ન્હોતી. કોઇ અજબ સ્ફૂર્ત્તિ કે શકિત ન્હોતી. હિંદને ગામડે ગામડે એવી હજારો સામાન્ય શક્તિવાળી બ્હેનો આપણી નજરે પડે છે. પરંતુ જે પ્રખર ચારિત્રનો પ્રકાશ એમનામાં જળહળતો હતો, એ આજની અનેક વિદૂષી બ્હેનો, કાવ્ય, સાહિત્ય, સંગીત, કલા કે વિદ્યામાં સારી નિપૂણતા ધરાવનારી બ્હેનોમાં પણ ભાગ્યે જ જોવામાં આવે છે. સુશીલતા અને સદાચાર એ મનુષ્યના સર્વ સદ્‌ગુણોમાં શિરોમણી છે. કોઈ પણ ચારિત્રવાન વ્યક્તિનો જન્મ સામાન્ય કે હલકા કુળમાં થયો હોય, તો પણ તે પોતાનાં ચારિત્રબલથી ઉચ્ચ કુળની મર્યાદા પ્રાપ્ત કરી મોખરે આવી શકે છે. ઋષિ વાલ્મિકી અને સત્યકામ જાબાલ જેવા પુરાણપ્રસિદ્ધ વિશ્વવંદ્ય પુરૂષો પણ પોતાનાં ચારિત્રબલના પ્રભાવે જ પોતાનાં નામ અમર કરી ગયા છે. ધનવૈભવનો ભલે કદાચ ચારિત્રવાન્ વ્યક્તિને ત્યાં અભાવ હશે, પરંતુ સત્કીર્ત્તિ અને લોકપ્રિયતાની અખૂટ સંપત્તિને વરીને તેઓ મનુષ્યમાત્રનાં

પૂજ્યપાત્ર બની શકે છે. શાસ્ત્રમાં જ્ઞાનબલનો અગાધ મહિમા ગાવામાં આવ્યો છે, પરંતુ ચારિત્રબલનો પ્રભાવ જ્ઞાનબલથી પણ ઘણો આગળ વધી જાય છે, એક ચારિત્રહીન પ્રખર વિદ્વાનના શબ્દોની જનતામાં જેટલી અસર થાય, તેના કરતાં એક સામાન્ય ચારિત્રવાન્‌ના શબ્દોની અસર ઘણી વધારે થાય છે, અને તે ચિરસ્થાયી નીવડે છે.

જેમનામાં હૃદય હોય, પણ પ્રેમ ન હોય; પ્રતિભા હોય પણ સરલતા ન હોય; ચપલતા હોય, પણ સજ્જનતા ન હોય; વિદ્યા હોય છતાં શુદ્ધ વર્ત્તન ન હોય, અને જ્ઞાન હોય છતાં સરલતા અને નિરભિમાનતા ન હોય, તો એ વિદ્યા, જ્ઞાન, કલા, ચાતુર્યથી જનસમાજનું કંઈ પણ કલ્યાણ થઇ શકતું નથી. ચારિત્રબલ–નૈતિકધૈર્ય અને સદાચારનાં અગ્નિતેજથીજ સમાજની દુર્બળતા અને દરિદ્રતા દૂર કરી શકાય છે. દેશ અને પ્રજાનો સૂર્યોદય સાધી શકાય છે. શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનમાં પરમાત્માએ ચારિત્રની અખૂટ સંપત્તિભરેલી હતી. એથીજ એઓ પરિચયમાં આવનારાં રંક તેમજ ધનિક સર્વનાં એકસરખી રીતે પ્રેમપાત્ર બની શકયાં હતાં. એમને ઇશ્વરમાં અને ધર્મમાં અખંડ શ્રદ્ધા હતી, એમના ચિત્તમાં સરલતા, દયા અને નિર્મળતા હતી, ગુરૂજનમાં સદ્‌ભાવ અને ભક્તિ હતી. એમના વ્યવહારમાં વિનય અને નમ્રતાની મીઠી લાગણી હતી. પરનિંદાપર તેમને તિરસ્કાર હતો. પરોપકારમાં અખૂટ પ્રીતિ હતી. સંપત્તિમાં મુંગી દાનશીલતા અને સંબંધીજનો સાથે સહનશીલ સેવાવૃત્તિ હતી. દુષ્ટ આચરણ અને દુષ્ટ વ્યવહાર પ્રત્યે એમને સર્વથા અભાવ હતો. વાણીમાં સત્યતા, મધુરતા અને સરલતાનાં હાસ્ય હતાં. મનુષ્ય તેમજ પ્રાણીમાત્ર પર તેમને

સ્નેહ અને સદ્‌ભાવ હતાં. આવી સતેજ ચારિત્રસંપત્તિના મૂલ્ય કોણ આંકી શકે ?

પારસમણી પોતાના સ્પર્શ માત્રથી લોઢાંને સોનાનું સ્વરૂપ આપી શકે છે. સદાચારી મનુષ્ય સમાગમ માત્રથી નર્યા પશુને પણ દેવભાવ શિખાવી સકે છે. અમારૂં કહેવાનું તાત્પર્ય એજ છે કે શ્રીમતી ધનલક્ષ્મી બ્હેનના સંસર્ગ પ્રતાપે એમનાં કુટુંબનાં સઘળાં માણસોમાં વિનય, નમ્રતા અને સદ્‌ગુણનો આવિર્ભાવ થયો હતો. એમના પતિ રાજારામભાઇનાં જીવન ઉપર પણ એ સતીનાં સચ્ચરિત્રની ઉંડી છાપ પડી રહી હતી અને સુધારકભાઇઓ તેમજ જ્ઞાતિજનો અને જનતામાં એમની પ્રતિષ્ઠાનો પારો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો, તેનું ખરેખરૂં માન એ સદ્‌ગુણી બ્હેનને ફાળેજ આવે છે. કચ્છના કણબીની ધર્મશ્રેણીપરથી સરી પડેલી જ્ઞાતિમાં શુદ્ધ સ્વધર્મની પવિત્ર ભાવના જગાડવાની જીવતોડ મહેનત જ્ઞાતિના સુધારક ભાઇઓ કરી ગયા છે અને આજસુધી કરી રહ્યા છે, એમને કંઈ એ પુણ્ય પ્રવૃત્તિને માટે ઓછું સહન કરવું નથી પડયું. પોતાની પવિત્ર ધર્મનૌકા એમને અનેક ખાડા–ખરાબા અને ખડકો વચ્ચેથી મહાન્ મુશીબતે આગળ ધકેલવી પડી હતી. આજ સુધી જડસા જેવા પીરાણાપંથીઓના પ્રચંડ સમુદાય સામે મોરચા માંડીને તેમને ઘણું ઘણુંય સહન કરવું પડયું છે એ કચ્છની જનતા અને જ્ઞાતિ–સંસ્થાથી જરાય અજાણ્યું નથી. શુદ્ધ ધર્મભાવનાનાં બીજ રોપનારા એ સુધારક વર્ગની ગણત્રીમાં આજે શ્રી૦ રાજારામભાઇનું નામ પણ જો દાખલ થયું હોય તો તેનું માન પણ શ્રીમતી ધનલક્ષ્મી બ્હેનની સરલતા, સહનશીલતા અને ચારિત્રમહત્તાનેજ આભારી છે. જ્ઞાતિસુધારણાના

કીર્ત્તિસ્તંભરૂપ પરિષદના તેઓ પ્રમુખ થયા, એ પણ એ બ્હેનના ભગીરથ પ્રયાસને પ્રતાપે જ અને જગત્‌ની જનતામાં તેમજ સ્નેહી અને સુધારકવર્ગમાં પણ તેમની પ્રતિષ્ઠા દિન દિન વૃધ્ધિ પામતી રહી, એ પણ ધનલક્ષ્મી બ્હેનનાં કોમળ અને સ્નિગ્ધ હૃદયની મધુરતાનેજ પ્રભાવે.

આગળ સહેજ ઇશારો કર્યો છે, તે પ્રમાણે રા૦ રાજાભાઈની મૂળ પ્રકૃતિ તો પોતાની લીધેલી વાત કોઈ ઉપાયે ન છોડવાની– અને એ પ્રકૃતિને લીધે જ્ઞાતિના સુધારક ભાઇઓની સાથે પણ એમનો મતભેદ રહ્યાજ કરે. સડેલી આંગળીને જડમૂળથી કાપી નાખી, સડેલા પાનને ટોપલાની બહાર ફેંકી, જેટલો જૂનો સડો હોય તેનો જડમૂળમાંથી ઉચ્છેદ કરવાની સુધારક ભાઈઓની જીવન પ્રતિજ્ઞા–એ ઉગ્ર વિચારશ્રેણીને યોગે પીરાણાપંથ સાથે સદાના છુટાછેડા કરી લેવાની અને પોતાની પવિત્ર જીવનપ્રણાલીમાં પીરાણાની ગંધ પણ ન જોઇએ, એવી તેમના હૃદયની ધગશ– ત્યારે રાજારામભાઇ જેવા વણિકવૃત્તિના કેટલાક ભાઇઓનો વિચાર દૂધમાંને દહીંમાં પગ રાખી, ધીમે ધીમે સુધારા દાખલ કરી ફુંકી ફુંકીને પગલાં ભરી, ઘર સંભાળીને તીરથ કરવાનો, એટલે સુધારક ભાઇઓ સાથે પણ મળતા રહીને, પીરાણાપંથીનો સંબંધ પણ બીજા હાથ પર નિભાવી રાખવાની ઉંડી ઉંડી કૂટનીતિ જાળવવાનો માર્ગ, સાચા હૃદયના અને સાફ સાફ વ્યવહારના સુધારકોને રૂચિકર નજ થાય એ સ્વાભાવિક હતું. એ મત-ભેદથી તેમના વચ્ચે વાગ્યુધ્ધ અને વિરોધ વિસંવાદ પણ વખતો વખત થયા જ કરતા, કેમકે આ તરફ સુધારક ભાઇઓની સભા વિગેરે સર્વપ્રવૃત્તિમાં મોખરે રહીને ભાગ લેવો, અને પાછલે હાથે પીરાણાપંથીઓ સાથે પાછો ખાનપાન અને વ્યવહારનો

બધી જાતનો સંબંધ ચાલૂ રાખવો, આવું બેવડું વર્તન સ્વધર્મના શહીદો–જ્ઞાતિના સુધારકો સહી–શકતા ન્હોતા, અને એથી રાજારામભાઇને એકજ પક્ષ પકડી લેવાની તેઓ વારંવાર સાફ સાફ વાતો સંભળાવી રહ્યા હતા.

પરિષદ્‌માં પ્રમુખ થઇને શુધ્ધિના સિધ્ધાંતનું સીલ લગાવી જાહેર જગતને આંગણે સ્વધર્મની પ્રચંડ સિંહગર્જના કરનાર પુરૂષ શીયાળની બોડમાંજ ભરાઈ રહે, તે સુધારકો કેમ સહી શકે? એ મતભેદ કેટલીક વખત બહુ તીવ્ર સ્વરૂપ ધારણ કરતો અને માત્ર સિધ્ધાંતને ખાતર ગરમાગરમ ચર્ચા ચાલતી, તેમજ વખતે તકરાર થવા જેવો પ્રસંગ ઉપસ્થિત થઇ જતો, ત્યારે શ્રીમતી વચ્ચે પડીને સમાધાન કરાવતાં અને સુધારકભાઈઓને સરલતાથી સમજાવતાં હતાં કે બધાં મનુષ્યોમાં હૃદય બલ કંઈ સરખુંજ હોતું નથી. કોઇને આકરો માર્ગ પસંદ હોય, ત્યારે કોઇ કોઇ ઠંડા માર્ગે કામ લે છે. કોંગ્રેસમાં પણ એવાજ ગરમ અને નરમ જૂદા પક્ષો કયાં નથી? તમારા કહેવાને માથે ચડાવી પોતાનાથી બનતું કરવાને એઓ આજ સુંધી તૈયારજ રહ્યા છે, તો જ્યારે યોગ્ય વખત આવશે, ત્યારે તમારી ઇચ્છા પ્રમાણે એમને પણ ઈશ્વર શુદ્ધિના સિદ્ધાંતો સ્વીકારવાની સદ્‌બુધ્ધિ જરૂર આપશે જ. આખર તો સત્યનોજ જય થાય છે અને સુંધારકો તો હંમેશાં સાત્વિક અને ઉદાર વિચારનાજ હોય છે. માટે તમારે મોટું મન રાખવું જોઈએ, અને આપસઆપસમાં અંટસ કે વિરોધ ન જ રાખવો જોઇએ. તમારો પડતો બોલ ઝીલીને તમે કહી તે સેવા ઉઠાવવા અમે એક પગે તૈયાર થયાં હતાં. ત્યારે તમારે પણ થોડું ખમી ખાવું જોઇએ." આવાં મીઠાં, વિનયી અને નમ્રભર્યાં એ સુશીલ બ્હેનનાં વચનોથી સુંધારકભાઇઓ તરત શાંત બની એમની સૂચનાને સ્વીકારી લેતા.

# પ્રકરણ અગીઆરમું.

## મંદવાડ અને શારીરિક ક્ષીણતા.

અન્ન કે ધાન્યના ખોરાકથી પોષાતું શરીર અનાજના કીડા જેવું જ છે. ગમે તેટલું તેને સાચવો તો પણ છેવટે માટીના થેલાજ. એવું શરીર સમય થાય ત્યારે, વ્યાધિ, ક્ષીણતા અને શારીરિક અશક્તિથી ઘેરાઇને કરમાવા માંડે છે.

શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનને, પણ ઝીણો ઝીણો મંદવાડ તો ત્રણ ચાર વરસથી લાગુ પડ્યો હતો. પરંતુ છેલ્લા બે વરસો થયાં તેમની તબીયત છેકજ લથડી ગઇ હતી. પાચનશક્તિ નબળી પડી. ઉદરના વ્યાધિથી શરીર સૂકાવા લાગ્યું અને ક્રમે ક્રમે તેઓ પથારીવશ રહેવા લાગ્યાં. શ્રી. રાજારામભાઇએ મુંબઇના સારામાં સારા નામાંકિત ડોકટરોના અભિપ્રાયો લઈ અનેક ઉપચારો અજમાવી જોયા. પરંતુ તેમને સંતોષકારક સફલતા મળી નહિં.

છેલ્લા દોઢેક વરસથી તો તદ્દન પથારીવશ હોવા છતાં એમનાં પ્રેમાળ હૃદય અને પ્રતાપી આત્મા એટલા બધા લાગણીવશ હતાં કે, પોતાની હમેશની પ્રકૃતિ પ્રમાણે પારકાં હિતને માટે અને સ્નેહીજનોની બની શક્તિ સેવાને માટે પથારીમાં પડ્યાં પડ્યાં પણ તેઓ પરમાર્થિક પ્રવૃત્તિ એકધારી કર્યા કરતાં હતાં. જીવનની છેલ્લી ઘડી સુધી પોતાનાં હૃદયપૂર્વક ધારણ કરેલું અડગ સેવાવ્રત તેમણે કદીએ તજી દીધું ન્હોતું. એથી તેમને ચાહનારો વર્ગ પણ ઘણો વિશાળ હતો, અને કુટુંબી તેમજ જ્ઞાતિજનોનાં શુધ્ધ પ્રેમનું તો તેઓ સર્વે ખાસ કેન્દ્ર બની રહ્યાં હતાં– એથી તેઓ શ્રીમતી બ્હેનની લાગણીભરી સેવા નિરંતર કરીને, તેમના મંદવાડ વખતે ઘણી સારીમહાવજત રાખતાં હતાં.

રા. રાજારામભાઇનો તેમનાપર પોતાના પ્રાણથી પણ અધિક પ્રેમ હતો, એટલે એમની તબીયતને માટે દવા, દારૂ અને ડાકટર વૈદોમાં પણ હજારો રૂપિયાનો ખર્ચ કરવામાં જરાય કચાસ રાખી ન્હોતી. તેમની સારવાર માટે બન્ને વહુઓ, ચિ૰ વેલબાઇ અને સગાસમ્બન્ધીઓ આઠે પહોર સેવામાં હાજર રહેતાં. તેમજ જરૂર પૂરતા નોકર રાખી લેવામાં પણ કશી કરકસર કરવામાં આવી ન્હોતી. આવી રીતે માણસથી, ધનથી અને ઉંચી પ્રકારની ડોકટરી બુદ્ધિથી બની શકે એટલા સતત ઉપાયો લેવા છતાં તબીયતમાં દિન પ્રતિદિન વધારે બિગાડો થતો જ રહ્યો.

હુશીયાર ડોકટરોના અભિપ્રાય પ્રમાણે માત્ર ફળ ઉપર અને દૂધ ઉપર જ લાંબો સમય સૂધી રાખીને દવાઓના ઉપચાર કરવામાં આવ્યા તે પણ બધા વ્યર્થ ગયા. કુશળ દેશી વૈદોની આયુર્વેદિક દવાઓ અજમાવી જોઇ તેની પણ કારી લાગી નહીં. ડોકટર ગીલ્ડર, ડો૰ ભરૂચા, ડો૰ શાહ, ડો૰ પીતાંમ્બરદાસ અને ડો૰ દેશમુખ જેવા નામાંકિત અને પહેલી પંકિતના મુંબઇના ડોકટરોની સારવાર કરી. આમ જેણે જે કંઇ કહ્યું તે કરવા છતાં તબીયત કંઇ સૂધરી નહીં

અંતે ડોકટરોની એવી સલ્લાહ પડી કે, તેમને મીરજ લઈ જઈને, ત્યાંની ઇસ્પીતાલના વડા ડોકટરની સલ્લાહ લઇ જૂઓ. આ પ્રમાણે સલાહ મળવાથી જરૂર પૂરતાં માણસ સાથે લઇ ઘણી જ સંભાળપૂર્વક બ્હેનને મીરજ લઇ જવામાં આવ્યાં અને ત્યાંના વડા ડોકટરે તપાસીને અભિપ્રાય આપ્યો કે **"ઓપરેશન"** કર્યા વિના આ કેસ સુધરશે નહીં. મીરજની **મીશન હોસ્પીટલનો** અમેરીકન ડોકટર જે અભિપ્રાય

આપે તે ઘણો મહત્વનો અને વજનદાર ગણાય છે.

પણ વહાડકાપનું નામ સાંભળીને સૌ વિચારમાં પડી ગયાં. બ્હેન ધનલક્ષ્મીનું શરીર છેક જ નબળું પડી ગયું હતું. એટલે વહાડકાપ વખતનો અસહ્ય ત્રાસ અને "ક્લોરોફોર્મ" વિગેરેના ઉપચારો તેમનું નબળું શરીર સહન કરી શકશે કે કેમ, એ ભારી વિચાર થઇ પડ્યો. બ્હેનને પોતાને પૂછી જોતાં ઓપરેશનને માટે એમની મરજી કંઇ સંતોષકારક જોવામાં ન આવી. વડા ડોકટરને શરીરની સલામતી બાબત પૂછતાં તેમણે જણાવ્યું કે, ઓપરેશનથી જરૂર સારૂંજ થઇ જશે, એમ કંઇ ન કહી શકાય. શરીર બહુ નબળું પડી ગયું છે. દરદીની શારીરિક સ્થિતિ ભયભરેલી છે. અને જરૂર જોખમ તો ખેડવાનું જ છે. તમારાં સારાં ભાગ્ય હશે, તો જ સારૂં થશે. એવો અચોકસ અભિપ્રાય મળવાથી સાહસ ખેડવા પહેલાં બનતી તપાસ અને તજવીજ કરી લેવાની ઇચ્છાએ મીરજમાં જ એક સુંદર બંગલો ભાડે રાખીને દરદીને સુવ્યવસ્થાપૂર્વક ત્યાં લઇ જવામાં આવ્યાં. અને મીરજ પણ મ્હોટું શહેર હોવાથી, ત્યાં રહેતા ત્રણ ચાર આયુર્વેદિક પદ્ધતિથી ઉપચાર કરનારા હુશીયાર વૈદ્યોને "વીઝીટ" પર બોલાવીને તેમને તબીયત બતાવી તેમનો અભિપ્રાય પૂછ્યો, ત્યારે તેમણે પણ મત આપ્યો કે, "ઓપરેશન" કરાવવામાં નવાણુ ટકાનું જોખમ છે, કેમકે શરીર છેકજ અશક્ત બની ગયું છે અને ચેતનશક્તિ બહુ જ ક્ષીણ થઇ ગઇ છે. પછી તો તમારી મરજી." રાજારામભાઇનો મત પણ બનતા સુધી ઓપરેશનનું જોખમ ખેડવાનો ન્હોતો. સગાં–સમ્બન્ધીઓનો વિચાર પણ ઓપરેશનને માટે બહુ ઓછો જોવામાં આવતો હતો, અને શ્રીમતી બ્હેનનાં હૃદયને પણ જરૂર ભય રહેતો હતો, છતાં

ડાક્ટરની મરજી વિરૂધ્ધ વરતીને, "ઓપરેશન" નહિં કરાવવાથી ડોક્ટર નારાજ તો નહિં થાયને, એવો તેમને સંદેહ રહેવા લાગ્યો. કેમકે જો દેશી દવાથી છેવટે આરામ નહિં જ થાય તો મીરજ સુધી આવ્યા પછી ઓપરેશનનો છેલ્લો ઉપાય અજમાવવા સીવાય કેમ ચાલશે?

રાજારામભાઇએ કહ્યું કે કેટલાક ડોક્ટરોનો પોતાનો જ અભિપ્રાય છે કે દરદીનું હૃદય નબળું ને નાજુક છે. તેથી વખતે ક્લોરોફોર્મની અસર નુકશાનકારક કે પ્રાણઘાતક નીવડે, માટે બીજી દવાથી સારૂં થતું હોય, તો એ પ્રયત્ન કરવામાં કંઇ ખોટું નથી. એ વાત મારા મગજમાં બરાબર ઉતરી ગઇ છે અને ઓપરેશનનું હાલ તુરત જોખમ ખેડવાની તો મારી મરજી નથી. એ ઉપરથી બ્હેને કહ્યું કે એ વાત તદ્દન સાચી છે. મારી તબીયત છેક જ લથડી ગઈ છે. તાકાત જરા પણ નથી, અને આ મંદવારમાંથી હું હવે ઉઠીને ઉભી થાઉં, એવો મને ભરૂસો નથી, પણ તમે જે કરશો તે વિચારીને જ કરશો. મને પૂછવાની કંઇ જરૂર નથી. તમને જરૂર જણાય તેમ કરો. મારી તો દૃઢ માન્યતા છે કે પ્રભુએ જેમ ધાર્યું હશે, એમજ થશે. ભાવીના લેખમાં કોઇ પણ મેખ મારવાને સમર્થ નથી, અને તૂટીની બૂટી નથી. આવી રીતે બધાનો અભિપ્રાય જોયા જાણ્યા પછી મીરજના સૌથી નામાંકિત વૈદરાજની દવા આપવી ચાલૂ કરી. પહેલા આઠ દિવસની ઘણી કિમતી રસાયનિક દવાનો પ્રયોગ શરૂ કર્યો. વૈદના કહેવા પ્રમાણે પરેજી પાળીને આઠ દિવસ બરાબર દવા લેવા છતાં, કંઇ પણ ફેરફાર કે આરામ જણાયો નહિં. વૈદરાજે ઘણી જ કાળજીથી દવા બદલવાને બીજો ત્રણ દિવસનો પ્રયોગ શરૂ કીધો. છતાં પણ કોઈ જાતનો જાણવા

જેવો સુધારો જોવામાં ન આવ્યો. ત્યારે વૈદરાજે કહ્યું કે આ દર્દીનેમાટે એનાથી ચડીયાતી બીજી કોઈ દવા નથી. અને આ રોગ મને તો અસાધ્ય લાગે છે, આ તમને દવા બદલાવીને આપું છું તેથી થોડો વધારે સમય શરીર ટકી રહેશે, પણ પરિણામ તો આશાજનક નથી, માટે મારી સલ્લાહ છે કે, તમો એમને પાછા તમારે ઘેર અથવા દેશ તેડી જાઓ. પરમાત્માની ઇચ્છાશક્તિ આગળ માણસનો કંઇ ઇલાજ ચાલતો નથી.”

એ ભલા વૈદરાજની આ પ્રમાણેની સલ્લાહ મળ્યા પછી બધાનો વિચાર પાછા ઘેર આવવાનો થયો, અને તેજ વખતે ડબો રીઝર્વ કરાવવાને સ્ટેશનપર આવ્યા. પૂરતો સમય ન હોવાથી ડબો રીઝર્વ તો ન થઇ શક્યો, પરંતુ સહૃદયી સ્ટેશન માસ્તરે દર્દીને કોઇ જાતની રસ્તામાં અડચણ ન આવે એવી જગ્યાની વ્યવસ્થા પોતે જાતે ઉભા રહીને કરી આપી. ઘણી સાવચેતી અને સંભાળપૂર્વક વળતી મુસાફરી પૂરી કરીને **ધનલક્ષ્મીબ્હેનને** ઘાટકોપરમાં તેમને બંગલે લઇ આવ્યા.

તેમના આવવાના સમાચાર સાંભળતાં જ સગાંસ્નેહી પાડોશીઓ તેમજ રાજારામભાઇનો મિત્રવર્ગ મ્હોટી સંખ્યામાં બ્હેનની તબીયતના સમાચાર જાણવાની અધીરાઇથી આવવા લાગ્યો. ઓપરેશનનું જોખમ ન ખેડવાની હકીકત સાંભળીને બધાં સ્નેહી સંબંધીઓએ સંતોષ બતાવીને કહ્યું કે સારૂં થયું, તમે ઓપરેશન ન કરાવ્યું, એટલે અમારી બ્હેનનું મ્હોં જોવાને અમે પાછાં ભાગ્યશાળી થયાં. પ્રભુની જેમ ઇચ્છા હશે તેમ થશે. આહીં બધાં સગાંસંબંધીઓની વચ્ચે થાય તેવી સારવાર કરો, અને એથી બધાની હાજરીમાં સર્વે સગાંઓને પણ સંતોષ થશે.”

ઘેર આવ્યા પછી પણ તબીયત સુધારવાના ચાંપતા ઉપાયો તો ચાલૂ જ રાખ્યા. રાજારામભાઈએ પોતાના મિત્ર પ્રસિધ્ધ ડોકટર ધીરૂભાઇ દફતરીને તરત જ "વીઝીટ" પર બોલાવ્યા. તેમણે આવીને બ્હેનની તબીયત ફરી પાછી તપાસ્યા પછી જણાવ્યું કે આ સ્થિતિમાં ઓપરેશન કરવું ઘણું જોખમભરેલું છે. દવા ચાલુ રાખો, પ્રભુની કૃપા હશે તો સારૂં થશે. એમ કહી છેક જ પાતળી સાબુચોખાની કાંજી અને ફળફળાદિ આપવાની ભલામણ કરી, દવા શરૂ કરાવી, અને તેનો ઉપચાર ડોકટરની સલાહ પ્રમાણે ચાલુ રાખ્યો. આઠેક દિવસ સુધી તો ધનલક્ષ્મીબ્હેનની તબીયત કંઈક ઠીક ઠીક ટકી રહી. બ્હેનના પલંગની બરાબર સામે જ દીવાનખાનામાં રામચંદ્રજીની એક સુંદર છબી ટાંગેલી હતી. બ્હેન ઘણોખરો વખત એ છબીનું ધ્યાન ધરીને શાંત પડી રહેતાં હતાં. તેમનું પ્રેમાળ અને વિશાળ કુટુમ્બ તેમની પાસેને પાસે હાજર રહેતું. આઠેક દિવસ બાદ સહેજસાજ તબીયતમાં સુધારો દેખાયો. એથી સહુ કોઇ રાજી થયાં, અને ધીમે ધીમે સારૂં થઇ જશે એવી આશા રાખવા લાગ્યાં.

રાજારામભાઇ તો જ્યારથી મંદવાડે ગંભીર રૂપ પકડયું ત્યારથી પોતાનાં પત્નીની પાસે હાજરના હાજર જ રહેતા. લગભગ છેલ્લા દોઢેક માસ સૂધી તો ઘરથી બહાર પગ પણ ન્હોતો મૂકયો. કારણ કે બે-ત્રણ વખત નાડી તપાસવા ડોકટર ઘેર આવે, તેમજ બહોળા સ્નેહીવર્ગ અને સગાઓમાંથી તબીયત જોવાને આવે, ઓળખાણપિછાણવાળા વેપારી, શેઠ-શ્રીમંતો પણ દર્દીની તબીયતના સમાચાર પૂછવાને આવે, તેમની સાથે વાતચીત કરવાને પોતાની હાજરી હોય તો બધાને ઠીક

લાગે, એવા વિચારથી બહારજ ન જતા. તેમજ બ્હેનની તબીયતનો પણ કંઇ ચોકકસ ભરૂસો ન રાખી શકાય. વખતે વધારે ઓછું થઇ આવે, ત્યારે પોતાની હાજરી હોય તો સારૂં. ગેરહાજરીમાં ઘેર કોઇ પીઢ માણસ નહીં, એટલે ઘાટકો-પરથી બેચાર કલાકને માટે મુંબઈ જવાનું પણ મન ન થાય.

જ્યારે થોડો ઘણો આરામ જણાયો, ત્યારે ધનલક્ષ્મીબ્હેને પોતાના પાતને કહ્યું કે, "આજે તો મારી તબીયત સારી છે. બે વખત કાંજી પણ લીધી છે, અને થોડું ફ્રુટ પણ ખાધું છે, માટે મારી ફિકર ન કરો, બહારના કામકાજ બધાં બગડતાં હશે, તમે આજે આશરે બે મહીના થયાં ઘરથી બહાર જ નથી ગયા, માટે મુંબઈ સુધી ફરી આવો અને સાંઝે આવો ત્યારે તાજી મોસંબા વિગેર લેતા આવજો." એમની તબીયત સારી છે અને જીવ પણ કંઇક આનંદમાં છે, એમ જોઇને રાજારામભાઇ પોતાની પત્નીનાં વચનોને માન આપી બપાર પછી અઢાંની ગાડીમાં મુંબઇ આંટો દઇ આવવા રવાના થયા અને તે વખતે પોતાની બ્હેનો વગેરેને સંભાળ રાખવાની ભલામણ કરતા ગયા.

રાજારામભાઇના બ્હેન રતનબાઇ સારવાર માટે રાતદિવસ સાથે જ રહતાં હતાં, તમજ તમનાં નજીકનાં કુટુમ્બી બ્હેન કુંવરબાઇને પણ ચારેક માસ થયા ખાસ સારવાર માટ જ કરાંચીથી મુંબઇ બોલાવ્યાં હતાં. એ બન્ને બ્હેનો અને ચિ૦ ભાણુજીની વહુ, ચિ૦ બ્હેન વેલબાઇ વગેરે સ્ત્રીમંડળ, ધન-લક્ષ્મીબ્હેનના સરભરામાં દિનરાત હાજર જ હતાં.

રાજારામભાઇના મુંબઈ જવા પછી બૈરાંઓ વચ્ચે પ્રસં-ગોપાત વાત નીકળતાં શ્રીમતી ધનલક્ષ્મીબ્હેને કહ્યું કે, "મારા

જેવી ભાગ્યશાળી કોણ હશે? તમારા ભાઈનું મારા ઉપર કેટલું બધું હેત છે? મારા શરીરને માટે તેઓ પાણીની પેઠે પૈસો ખર્ચે છે. મારાથી એમની આ તસ્દી અને લાગણીનો બદલો કયારે વાળી શકાશે? એમ વાત કરતાં એમની આંખમાં પતિપ્રેમના આંસુ ઉભરાઈ આવ્યાં.

એમણે કહ્યું કે પતિનો આવો અપૂર્વ પ્રેમ મેળવવા માટે મારા જેવી અભણ સ્ત્રીએ જરૂર મગરૂર થવું જોઈએ. પ્રભુ એમને સદાય સુખી રાખે અને લાંબુ આયુષ્ય આપે. રામાયણમાં ધણીધણીયાણીના પ્રેમ અને ધર્મનું કેવું રસીલું વર્ણન આપવામાં આવ્યું છે? એ રામાયણમાં સીતાજીના વિયોગ વખતે રામચંદ્રજીને કેટલો બધો સંતાપ થાય છે? "**સીતા–સીતા**" કહીને સતીના નામનો પોકાર કરતા વનવગડામાં રખડયા કરે છે, અને રડયા કરે છે. એ કરૂણારસનો પ્રસંગ મને વારંવાર યાદ આવ્યા કરે છે. તમારા ભાઈનો પણ મારા ઉપર બેહદ પ્રેમ છે અને મારૂં આ ક્ષીણ–ક્ષણભંગુર શરીર જોતાં, મને મારી જીંદગીનો આઠ દિવસનોય હવે ભરૂંસો નથી. હું તો પરમભાગ્યશાળી છું કે એમના ચરણમાં મસ્તક રાખી એમની અમીભરી આંખો સામેજ હસીખુશીથી એમનાં દર્શન કરતી મારી સંસારયાત્રા પૂરી કરીને પરલોક ચાલી જઈશ. પરંતુ મારી હયાતી બાદ એમની કોણ કાળજી રાખશે? એમની સેવાચાકરી કોણ કરશે? દિવસરાત એમનું હૃદય ઓળખીને કોણ એની સંભાળ લેશે? અરે રે! એમની સેવા કરવાને બદલે, મારી વેઠ કરવાનોજ એમને વખત આવ્યો, એજ મારા મનને દુઃખ રહી જાય છે. પેટનું છૈયું–છોકરૂં નથી કે હું એને ભરોસે સોંપીને કાળજીમાંથી છૂટી થાઉં." આ કરૂણાભીનાં વચનો

સાંભળીને બિચારાં રતનબ્હેન તો તરતજ રાઇ પડયાં. પણ કુંવરબાઈ વધારે સમજુ અને પીઢ હતાં. એમણે કહ્યું કે, "ભાભી! તમે આવાં સમજુ અને સુશીલ થઈને ખાટી ચિંતા ફિકર શા માટે કરા છો? મારા ભાઇ તો સામર્થ્યવાન પુરૂષ છે. ભગવાને એવુંજ ધાર્યુ હશે, તો જરૂર તમારા વિયોગ તો એને બહુજ સાલશે. પરંતુ એમનું શું થશે, એ વિચાર તમારાં જેવાં જ્ઞાનીને કરવાને હાય? તમને એટલી બધી લાગણી હાય ને દયા આવતી હાય, તો જલ્દી જલ્દી સારાં શા માટે નથી થતાં? તમે સારાં થઇ જાઓ તો બધાંયની ચિંતા ટળી જાય." ધનલક્ષ્મીબ્હેને ધીમું હસીને કહ્યું કે–બ્હેન! એ જો મારા હાથમાં હાત, તો હું માંદીજ શા માટે પડત?"

કુંવરબાઇએ કહ્યું કે,–જેમ તમારી સ્થિતિ તમારા હાથમાં નથી એમ એમનું શું થશે, એ પણ કાઇના હાથમાં નથી. માણસની દરેક હાલત કર્માધીન છે–તેમાં કાઇ ફેરફાર કરી શકતું નથી. તમારૂં શરીર આજે કંઇક સારૂં છે અને તમે આનંદમાં જણાતાં હતાં, ત્યાં વળી આવી નકામી ચિંતા કરી જીવ શા માટે બાળો છો? ભગવાનના ભરૂસા રાખો. એ સૌ સારૂં કરશે."

ધનબાઇ બ્હેને નિસાસો નાખીને કહ્યું કે એ બધી ખરી વાત છે–પણ તમે તો જૂઓછોને, તેઓ મારી કેટલી બધી ચાકરી કરે છે? વખતે મારાં મળમૂત્ર પણ તેમને ઉપાડવાં પડે છે! આ સ્થિતિ નજરે જોતી વખતે મને વિચાર આવે છે કે મરી તો સૌને જવું છે, પણ મરણ કંઇ ઓચિંતુ નથી આવતું. પથારીએ પડી માણસને મારી પેઠે મંદવાડ પણ ભોગવવો પડે છે. એમની માંદે સાજે સંભાળ લેનાર કોણ?

ન કરે નારાયણ ને એમને ભવિષ્યમાં મારા જેવી સ્થિતિ ભોગવવી પડે, ત્યારે એમની અંગત સેવાચાકરી કોણ કરશે? એમનાં મળમૂત્ર કોણ ધોશે? લાજ મર્યાદાનો લોપ ન થાય, એવી સેવા ચાકરી તો ધણીની ધણીયાણી કરે, અને ધણીયાણીની ફક્ત ધણીજ કરી શકે. મને એનીજ ફિકર થયા કરે છે."

આ વચનો સાંભળીને રતનબાઇએ કહ્યું કે, "ભાભી! એથી તમે કહેવા શું માગો છો? અમને કંઇ સમજાતું નથી. કે જે બાબત ઇશ્વરને આધીન છે, તેની તમે નકામી નકામી ફિકર શા માટે કરો છો?"

ત્યારે ધનલક્ષ્મીબ્હેને કહ્યું કે, "આજથી છ સાત વરસો અગાઉ પ્રસંગોપાત મેં તમારા ભાઇને કહ્યું હતું કે, મારૂં શરીર નબળું અને સાજુંમાંદુ રહે છે મને સંતાન થતા નથી, અને તમારો વંશવેલો મારાથી કાયમ રહે અને હવે કંઇ બાળક થાય એમ મને જણાતું નથી, માટે તમે બીજું ઘર કરો. હું રાજી ખુશીથી કહું છું કે તમે ઘર કરશો તો કંઇ અડચણ નહીં આવે. આપણે બધાં સુખી થઇશું અને પ્રભુની કૃપા હશે તો તમારૂં નામ રાખવાને તમારે ઘેર પારણું પણ બંધાશે. તમારા ભાઇએ મારી વાત એ વખતે કાંઇ ધ્યાનમાં લીધી નહીં. વખતે એમને લાગ્યું હશે, કે હું એમનું મન પારખવાને ઉપર ઉપરથી જ વાત કરતી હોઇશ. પણ અંતરથી તો કોઇ બીજીનો ઘરમાં પગ નાખવાને રાજી નહીં હોઉં. કેમકે બૈરાંઓ સ્વભાવથી જ પોતાના હકમાં કોઇ બીજું ભાગ પડાવવા આવે, એમ ઇચ્છતું જ નથી. સ્ત્રીઓ શોકનું સાલ સહન કરી શકતી નથી, એટલે એમણે મારી વાત હસવામાં જ ઉડાવી દીધી. પણ હવે મને લાગે છે કે

એમણે મારૂં સાંભળીને જો ઘર કર્યું હોત, તો મારે માટે આટલી બધી ઉઠબેસ કરવાનો અને જાતે મહેનત ઉઠાવવાનો વખત ન આવત. અને હું પણ એમને બતાવી આપત કે ગમે તેવા કડક સ્વભાવની કે હૃદય વગરની સ્ત્રી હોય, તેને પણ મારાથી બનતે પ્રયત્ને હું રાજી રાખીને કુટુંબના સંસાર સુખમાં કોઈ જાતની અડચણ આવવા દેત નહીં. જગત પણ જોઇ શકત કે માણસનું મન જીતી લેવાની મારામાં કેટલી તાકાત છે. શોકને પણ સગી બ્હેનની પેઠે સુખ–સંતોષ આપી હું કોઈ વાતે ઓછું આવે નહીં, એવી પૂરતી કાળજી રાખીને કુટુંબની આબરૂ વધે અને એમનો ઘરસંસાર સુખ શાંતિમાં ભર્યોપૂર્યો રહે, એવું કરી બતાવવાની મને હોંસ હતી.

એમણે મારી વાત માની નહિં, અને દિવસે દિવસે મારી તબીયત વધારેને વધારે બગડતી ગઈ. એટલે આજે છ સાત વરસ થયાં મારામંદવાડને લીધે હું તો એમની કાંઇ પણ સેવા ચાકરી કરી શકતી નથી. ઉલટી મારી સેવા ચાકરી અને મહા-વજત કરવાનો બોજો એમના માથાપર આવી પડ્યો છે. તમને બધાંને બોલાવી મારે માટેજ તસ્દી આપવી પડે છે. હું અભા-ગણી બધાંને ભારરૂપ અને દુઃખરૂપ થઈ પડી છું. અને તમને બધાંયને દિવસ રાત કેટલો કેટલો ત્રાસ આપું છું? એ બધા બોજામાંથી હું કયારે છૂટીશ, એ વિચાર આવે છે, ત્યારે મારા મનને બહુજ લાગી આવે છે. મારી વાત માનીને એમણે બીજી સ્ત્રી કરી હોત, તો એમને તો આટલો બધો ત્રાસ ન પડત.

સંતતિ તો ઇશ્વરને આધીન છે. પ્રભુની કૃપા હોય તો સાઠ સીતેર વરસનાં માણસોને ઘેર સંતાન થયાના ઘણાએ

દાખલા આપણે જોઇએ છીએ, ત્યારે એમની ઉમર તો કાંઈ એટલી બધી મોટી થઇ ગઈ નથી. અને સંતાનનો વિચાર બાજૂએ રાખીએ તો પણ માંદેસાજે એમની અંગત સેવા કરનાર તેમજ એની ખરાં મનથી મારી ગેરહાજરીમાં કાળજી રાખનાર બીજું કોણ? એ વિચાર મને દિવસરાત થયા કરે છે. એમણે મારે માટે કેટલો બધો ભોગ આપ્યો ને આજસુધી મારી સુખશાંતિ માટે કેટલું બધું કષ્ટ ઉઠાવી રહ્યા છે, એ બધા બોજામાંથી હું કયે ભવે છૂટીશ? એમના હૃદયમાં મારે માટે પ્રેમ, દયા ને લાગણીનો અખૂટ ઝરો હમેશાં વહ્યા કરે છે. મને રાજી રાખવા અને જલદીથી મને આરામ થઈ જાય, તેને માટે કાંકરાની પેઠે તેઓ પૈસા વેરે છે, પણ મારા અનિષ્ટ ગ્રહયોગને લીધે કોઈ પણ ઉપાય કામ લાગતો નથી અને દિવસે દિવસે રોગ તો ઘેરાતો જાય છે. મોત તો આવવાનું હશે, ત્યારે આવશેજ. કોઇનું રોકયું, તે કંઈ રોકાતું નથી. તેનો મને કંઇ ઓરતો નથી, પણ દેવતાને દુર્લભ એવા આ મનુષ્યના જન્મમાં હું એમની મનમાનતી સેવા ન કરી શકી. આટલો આટલો મારે માટે ત્રાસ વેઠવા છતાં એમની દયા અને માયામાં કોઇ દહાડો ફરક પડેલો મેં જોયો નથી. સ્ત્રીનો ખાસ ધર્મ છે કે પોતાનાં તન–મન-ધનનાં ભોગે પોતાના પતિ દેવતાની સેવા કરીને તેમને બધી રીતે સુખી કરવા, તેને બદલે એમની પાસે સેવા ચાકરી કરાવીને હું પાપમાં પડું છું. એ દુઃખ મારાં હૃદયને સારડીની પેઠે વીંધી રહ્યું છે. મારી ઈચ્છાને આશા હતી કે મારી હયાતીમાં જ હું એમને સુખ સંતોષ મળે, એવી ઘરરખુ સ્ત્રી સાથે એમનો સંબંધ કરાવીને એમની ચિંતા ફિકર ઓછી કરૂં અને

મારી આંખે એમનાં સંતાન જોઇને એમને હસ્તાં રમતાં આનંદમાં છોડીને પછી ચાલી જાઉં—પણ મારી એ આશા પૂરી ન થઇ, અને હું તો હવે બે–પાંચ દિવસની મહેમાન છું-- એમ બોલતાં બોલતાં એમની આંખોમાં આંસુ આવી ગયાં અને હૈયું ભરાઇ આવ્યું.

બ્હેન રતનબાઇએ દિલાસો આપતાં કહ્યું કે,–"ભાભી તમે સમજુ ને જ્ઞાની થઇને આવું પોચું દિલ કેમ રાખો છો? બધું ભગવાનના ભરોસા ઉપર છોડીને તમારો જીવ આનંદમાં રાખો, પરમાત્મા બધાંય સારાં વાનાં કરશે અને તમને આરામ થઇ જશે. હજુય શું બગડી ગયું છે? ભોંય નાખ્યા પછી પણ ઘણાં માણસો મંદવાડમાંથી ઉઠયાં છે અને બાજરી હોય, તો વાળ પણ વાંકો થતો નથી. તમે મારા ભાઇને માટે ચિંતા ફિકર કરીને જીવ બાળો છો અને મનમાં ઓછું લાવો છો પણ તમારાં જેવાં દયાળુ અને પ્રેમાળ ભાભીને માટે અમને કેટલી બધી ચિંતા ફિકર થતી હશે, તેનો તમે વિચાર કરી જૂઓ. અમે બેનભાઇઓને બાળપણથીજ માતાનું સુખ મળ્યું ન્હોતું. કુટુંબની હાલત પણ કેવી હતી, તે તમે જાણો છો. એ અમારાં અનેક દુઃખમાં ઇશ્વરે અમારી સામે જોયું અને મારા ભાઇને તમારા જેવાં સમજુ, લાગણીવાળાં અને ગુણીયલ ધર્મપત્ની મળ્યાં, એથી અમે બધાં માતાનો વિયોગ ભૂલી ગયાં: તમારી હેતપ્રીત ભરી લાગણીમાં અમને કોઇને માતાજીની આજ સુધી યાદ પણ આવતી નથી. અમને લાડકોડથી હસાવી રીઝાવી રાજી કરી આજ સુધી તમે સગી માતા કે બ્હેન જેવો પ્રેમ નીભાવી રહ્યાં છો, અને અમારાં સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ સમજી દિવસ રાત બધી

વાતે અમને સુખી કરવાને તન–મન–ધનથી કાળજી રાખો છો. એટલે તમને કંઇ વધારે ઓછું થયું, તો એ વખતે અમારૂં શું થશે? તમારાં જેવાં દૈવી ગુણ સ્વભાવવાળાં જગદંબા જેવાં ભાભી અમે ક્યાંથી લાવીએ? આ ચિંતા ફિકરથી અમારાં અંતઃકરણને કેટલો ઉદ્વેગ થતો હશે, એ તમને શું કહી બતાવીએ? તમારી અંતરની લાગણી ન હોત, તો અમારો હાથ ઝાલી આ સ્વાર્થી સંસારમાં અમને ઠેકાણે પાડનાર બીજું કોણ હતું? તમારી દયામાયા અને હેતપ્રીતની ખરી કિંમત તો અમને આજેજ સમજાય છે અને તમારાં એ પવિત્ર પરોપકારી જીવનની એક એક પળ જીવતાં સુધી અમારાથી ભૂલાય તેમ નથી.”

એમ કહેતાં કહેતાં બ્હેન રતનબાઇનું ગળું પણ ભરાઇ આવ્યું અને તેમની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

આસપાસ બેઠેલાં બધાંની આંખોમાં આંસુ ઉભરાઇ રહ્યાં હતાં અને નજીક આવતા વિયોગની ગમગીનીથી ગંભીર કરૂણામય પ્રસંગ બની રહ્યાં હતો–એટલામાં રાજારામ ભાઇ મુંબઈથી ફ્લ વગેરે લઇને ઘેર આવી પહોંચ્યા. આ શોકાતુર અને ગમગીન દેખાવ જોઇને તેમણે આતુર થઇને પૂછ્યું–“કેમ, અચાનક શું થયું છે? તમે બધાં શા માટે શોક કરો છો?”

ત્યારે કુંવરબાઇએ કહ્યું કે ચિંતા કરવા જેવું કંઇ થયું નથી. મારી ભાભીને તો હંમેશના કરતાં આજે કંઇક વધારે આરામ છે. પણ એમને તમારી બહુ ફિકર થઇ પડી છે અને અફસોસ કરે છે કે તમારી સેવા ચાકરી હવે કોણ કરશે? અને તમે આટલી બધી મહેનત ઉઠાવી એમની સેવા ચાકરી કરો છો, તેનું એમને દુઃખ થાય છે. અમે એમને સમજાવીએ

છીએ કે આખી જીંદગી તો અમારી ચિંતા ફિકરમાંજ તમે ગાળી છે, હવે મંદવાડના દિવસોમાં તો અમારીને અમારા ભાઈની ચિંતા ફિકર છોડી દઈને તમારાં શરીરની કાળજી રાખો. પણ એમને તો પોતાનાં શરીર કે પોતાની જીંદગી કરતાંય તમારી મોટી ફિકર આવી પડી છે."

એ સાંભળીને રાજારામ ભાઈને સહેજ હસવું આવ્યું ને બધાંનાં મનનું સમાધાન કરી, સૌને જમવા કરવાનું કહી તરતજ શ્રીમતીને માટે કાંજી તૈયાર કરાવીને આપી, જેમાંથી થોડીક એમણે પીધો. ફ્રુટ છોલીને થોડાં આપ્યાં. બધાં ત્યાર બાદ જમ્યાં. પરવાર્યાં. રાત્રિ તો આરામમાં પસાર થઈ.

સવારનાં ઉઠયા બાદ નાહી ધોઈ નિત્ય નિયમથી પરવારી સઘળાં હંમેશ મુજબ ધનલક્ષ્મી બ્હેનની પથારી આગળ કુંડાળું વળીને બેઠાં. આજે પણ તબીયત સાધારણ ઠીક હતી, અને શાંતિથી તેઓ સામાન્ય વાતચીતમાં ભાગ લેતાં હતાં. થોડા દિવસ ચડતાં સ્નેહી સદ્‌ગૃહસ્થો, પાડોશીઓ અને તેમનાં મકાનમાં રહેતાં ભાડુતો વિગેરેતબીયતના ખબર પૂછવા આવવ લાગ્યાં. એ બધાં આટલી કાળજી રાખી પોતાને માટે તકલીફ ઉઠાવી રહ્યાં હતાં, એમનો બ્હેન ધનલક્ષ્મી હાથ જોડીને આભાર માનવા લાગ્યાં, જો કે ડોકટરે બોલવાની ના કહી હતી, છતાં આવ્યાં ગયાંનો આદરસત્કાર કર્યા વગર તેઓ રહેતાં ન્હોતાં. શરીરના દુઃખને ગણકાર્યાવિના તેઓ ઘણીજ સહનશીલતાથી બધાંને હસીને બોલાવતાં અને બધાંની ખબરઅંતર પૂછતાં રહેતાં.

રાજારામભાઈના મકાનમાં તેમના દીવાનખાનાની નીચેજ રહેતા માસ્તર શિવલાલભાઈ પણ હમેશાં બ્હેનની તબીયતની ખબર લેવા નિયમિત ઉપર આવતા હતા. એમને બ્હેને કહ્યું

કે માસ્તર, તમારો તો અમારા ઉપર બહુ જ ઉપકાર છે. તમે તો નાહીધોઇને મારી તબીયતના ખબર પૂછવાનો નિત્ય નિયમ જ કરી લીધો જણાય છે. ત્યારે માસ્તરે કહ્યું કે બ્હેન, નાહીધોઇને દેવદર્શનનો નિયમ રાખવો જોઇએને ? તમારા દર્શનથી અમને દેવીના દર્શન જેટલોજ આનંદ થાય છે. તમે સારાં હતાં; ત્યારે અમારી કેટલી બધી કાળજી રાખતાં હતાં. સાથે રહ્યાં તે આપણે બધાં કુટુમ્બી જેવાંજ છીએ. એક બીજાના સુખદુઃખમાં ખબરઅંતર પૂછવા જેટલુંય આપણાથી ન બને, તો પછી આપણા મનુષ્ય જન્મની વિશેષતા શી ? તેમાંય તમારાં જેવાં લાગણીવાળાં, માયાળુ અને લાયક બ્હેનને માટે તો બધાંને બહુ લાગી આવે છે. તમારી કણબી જ્ઞાતિમાં તમે અને પટેલ નારાયણજી રામજીભાઇનાં પત્ની જમનાબ્હેન જેવાં દયાળુ તેમજ પરોપકારી બ્હેનો અમને બીજાં કોઇ જણાતાં નથી. તમારા જેવાં પારકાં દુઃખે દુઃખી થનારાં પરોપકારી બ્હેનોની યથાશક્તિ સેવા કરવાનું સદ્ભાગ્ય મળે, એ તો પરમસંતોષની વાત છે. ઉમરસી રાયસીની વાડીમાં અમે રહેતા હતા, ત્યારે મારા મંદવાડ વખતે જમનાબ્હેન અને નારાયણભાઇએ સગા ભાઇ બ્હેનો પણ ન કરે, એવી ચાકરી કરી હતી. તમે પણ અમારી ક્યાં ઓછી લાગણી રાખો છો ? ત્યારે તમારે માટે લાગણી રાખવી, એ અમારી પણ ફરજ જ છે.”

માસ્તરનાં એ વચનો સાંભળીને ધનલક્ષ્મીબ્હેનને નારાયણજીભાઇ તેમજ એમના ધર્મપત્ની સાંભરી આવ્યાં. એઓના એ મંદવાડને વખતે દેશમાં હતાં, એટલે ઘણો સમય થયાં મળ્યાં ન્હોતાં. ધનલક્ષ્મીબ્હેને કહ્યું કે, થોડા દિવસો પહેલાં નારાણજી પટેલ તો આવ્યા હતા, પણ જમનાબ્હેનને આજે

ઘણો વખત થયાં મળી શકી નથી. એમનાં દર્શનનો તો જરૂર મને ઓરતોજ રહી જશે. મને પણ એ બ્હેનનું હેત બહુજ યાદ આવે છે. હશે, જેવી ઇશ્વરની ઇચ્છા, પ્રભુ એમને સુખી રાખે."

રાજારામભાઇએ કહ્યું કે તમારી તબીયત સારી થઇ જશે એટલે આપણે હવાફેર કરવા દેશમાં જશું ત્યારે આપણે જરૂર મળશું. આ પ્રમાણે વાતચીત ચાલતી હતી એટલામાં ડોકટર ધીરૂભાઇ આવી પહોંચ્યા અને એમણે ધનલક્ષ્મીબ્હેનની તબીયત તપાસી. ઉપર ઉપરથી દેખીતી તબીયત સારી જણાતી હતી, પણ દવાની અસરથી કંઇ જાણવાજોગ ફાયદો થતો હોય એવું તેમને ન જણાયું. એટલે વળી પાછી તેમણે દવામાં ફેરફાર કરી, વધારે અસરકારક દવાઓ આપવી શરૂ કરી.

આમ બે ચાર દિવસ દવાઓની ફેરબદલી ચાલુ રહી, પણ કોઈ દવા તેમને બરાબર લાગુ ન પડી અને દિવસે દિવસે તબીયત લેવાતી ચાલી.

## પ્રકરણ બારમું.

## આશામાં નિરાશા અને અવસાનની છાયા.

યમદુત જ્યારે આંગણે આવીને દરવાજો ખખડાવે છે, ત્યારે એ દેવલોકના દૂતને કોણ પાછો વાળી શકે છે? છળભેદ કરીને સરકારી વારંટમાંથી વખતે છટકી શકાય છે, પણ ઇશ્વરી વારંટને કોણ અટકાવે?

દવાઓ ગમે તેટલી બદલાવો, ગમે તે દેવતાઓના વૈદને બોલાવો, હીરા મોતીની ખાખ ઘુંટાવો કે અમર લોકના અમૃત ઉતારો, તો પણ ઇશ્વરે જેનાં આયુષ્યની અવધી આંકી રાખી છે, તેને કોઈ જીવાડી શકતુંજ નથી. ધનલક્ષ્મી

બ્હેનની જીવનદોરી ટુંકી હોવાથી, આ જગત્ સાથેનો તેમનો ઋણાનુબંધ ઓછો હોવાથી, અનેક દવા અને ડોકટરો બદલાવવા છતાં તેમને કંઇ પણ આરામ થવાને બદલે દિવસે દિવસે વ્યાધિ જોર પકડીને વધારે ઘેરાતી ચાલી અને દિવસે દિવસે એમની શરીરશક્તિ ક્ષીણ થવા લાગી.

થોડા દિવસમાં તો એમને હાથે પગે સોજા ચડવા લાગ્યા. એટલે સઘળાં કુટુંબ પરિવારને ગભરાટ ઉત્પન્ન થયો. આખરસમય આવે ત્યારે લોહીની ગતિ અટકી જાય છે, અને રોગીને સોજા ચડે છે. એટલું તો અજ્ઞાન માણસો પણ જાણે છે. સોજા દેખાયા પછી ડોકટરની આશા પણ ઓસરી જવા લાગી. અને તેમણે મર્મમાં સૂચના પણ આપી દીધી કે, હઠીલા વ્યાધિને મારી હઠાવવામાં દવા કે ડોકટરની શક્તિ હવે કામ લાગે એમ જણાતું નથી.

બન્ને બ્હેનો, અને વહુઓ તેમજ ચિ૦ વેલબાઇ પણ સમજુ અને ઉમ્મર લાયક હોવાથી રોગીને હાથે પગે સોજા દેખાયા એટલે એમના સહુના મનને લાગી આવ્યું કે, દર્દીના ભવિષ્યને માટે એ ખરાબ નિશાની હતી, અને પ્રેમમૂર્ત્તિ બ્હેનના વિયોગની ઘડીઓ હવે ગણાઇ રહી હતી. આખા કુટુમ્બની તેજસ્વી **જીવનજ્યોતિ** જેવી એ દેવીનો જીવનદીપ હવે બુઝાઇ જવાની અણી ઉપર આવી ચૂકયો છે, એવી ખાત્રી થતાં ન્હાનાં મોટાં સૌનાં મનમાં ધ્રાસ્કો પડ્યો. અને એ મીઠી માયામૂર્ત્તિનાં અવસાન પછી, આપણું શું થશે, એ ફિકરથી તેઓ બધાંના અંતરમા ઉદાસી છવાઇ રહી. ધનલક્ષ્મીબ્હેનની જોવાજાણવામાં ન આવે એવી રીતે છાનાં છાનાં તેઓ રડીને પોતાનું હૃદય ખાલી કરતાં

હતાં. રાજારામભાઇ એમને પોતાનું મન મજબૂત કરી હૈયાધાણ દેતા હતા. પરંતુ એનું પોતાનુંય હૃદય તો અંદરને અંદર રડી રહ્યું હતું. સોજા વધવા લાગ્યા અને જેમ જેમ વ્યાધિ ઘેરાતી ગઇ, તેમ તેમ લોકોની આશા તૂટતી ગઇ અને એ ધર્માત્મા બ્હેનની હયાતીના દિવસો અને કલાકોની ગણત્રી થવા લાગી, એટલે સહુની હિમ્મત અને ધીરજ ખૂટવા લાગી.

શ્રીમતી ધનલક્ષ્મીબ્હેનનો કુટુમ્બના સર્વ માણસો ઉપર નિઃસ્વાર્થી, નિર્મળ, અસીમ અને દૈવી પ્રેમ હોવાથી એમનો વિયોગ હવે બહુજ નજીકમાં આવી પહોંચ્યો છે. એમ જાણીને તેમનાથી વારંવાર રડી જવાતું અને નાદાન વહુઓ અને વેલબાઇ તો હૃદય હાથમાં ન રહેતાં રડીને પોતાનો અફસોસ જાહેર કરતાં. એમની દિલગીરી, એમનું રૂદન, એમના હૃદયનું દુઃખ એટલું બધું અસરકારક હતું, કે રાજારામભાઇ જેઓ મજબૂત છાતીનો, દૃઢ હિમ્મતવાળો સુધારક મર્દ પણ પોતાના મન ઉપર કાબુ ન રહેતાં વારંવાર આંસુભીની આંખે ઉભરાઇ જતા શોકને આધીન થયા વગર રહી શકતો ન્હોતો.

કરૂણારસપ્રધાન નાટકનો હૃદયભેદક પ્રસંગ જોતી વખતે પણ જેનું હૃદય ન પીગળે એવા કઠણ છાતીના પુરૂષના લોખંડી હૃદયના દર્દીની દશા જોઇને ટુકડા થવા લાગ્યા. તેમને લાગી આવ્યું કે, તેમના જીવનનો સદાનો સાથ, તેમની સંસાર નૌકાનો સૂકાની, તેમની સુખ સંપત્તિનો ભંડાર, આખી જીન્દગીનો સુખ દુઃખનો હમેશનો ભાગીદાર, દિવસ રાત તેનાં સુખને માટે પોતાનાં શરીરને **પીલી** તન મન અને ધનને ભોગે તેની કાળજી રાખનાર, તેના **સુખને** માટે દિવસ રાત **મુલ મજુરી** કરી તેના સંસારના પાયામાં

સુખની ઈંટો પાથરનાર, તેના થોડા સરખા સુખને માટે પોતાના ઉપર **દુઃખના પહાડ ઉંચકવાને** તૈયાર એવો પવિત્ર, દિવ્ય, નિર્મળપ્રેમી આત્મા હવે તેની છેલ્લી વિદાય માંગી રહ્યો છે. પોતાના ભવ્ય ભુવનનો **તેજસ્વી દીપક બુઝાઇ જવાની** તૈયારીમાં છે. પોતાનો સાચો સેવક–શુભેચ્છક–મિત્ર–**સલાહકાર**–સચીવ આજે તેને છોડી જવાની રજા માંગી રહ્યો છે. તેની પ્રતિષ્ઠા વધારી, પરિસ્થિતિ સુધારી જીવનના જંગમાં જીત આપનાર, એ મહાન્ આત્મા આજે તેના અવાસને અંધકારમાં ડુબાવી થોડા જ સમયમાં ચાલી જવાનો છે. બ્હેનો, દીકરા, દીકરી, પુત્રવધુઓની વિશાળ કુટુંબ જાળથી વીંટાયેલી પવિત્ર ગૃહલક્ષ્મીને **ગોઝારો** કાળ લૂટવી લઇ જવાની તૈયારી કરી રહ્યો છે અને આનંદ મંગળથી ગાજી રહેલાં તેના ભાગ્યશાળી ભુવન ઉપર ભયંકર મૃત્યુની છાયા ઉતરીને ત્યાં ચાલી રહેલાં આનંદ કલ્લોલ ઉપર શોકની ચાદર પાથરી દેવાને આંગણા સુધી આવી પહોંચ્યો છે.

**મૃત્યુ–મૃત્યુ** ! એ કેવો ભયંકર શબ્દ છે? એની કેટલી બધી પ્રબળ શક્તિ છે? ભર્યાભાદર્યા ઘરની વિવિધ સમૃદ્ધિમાંથી કોઈ પણ વસ્તુ તેને રોકી શક્તિ નથી. આખર ઘડીએ કાળના પંજામાંથી માણસને કોઇ બચાવી શકતું નથી. છતાંય મૃત્યુએ જગત્‌ની કારમી જંજાળ ઉપર છેવટનો શાંતિનો પડદો નાંખી રોગ અને દુઃખથી અકળાઇ ગયેલા જીવને છોડાવી અનંત શાંતિધામમાં લઇ જાય છે. વિદ્વાનોએ મૃત્યુને શાંતિની મીઠી નિંદ્રા કહી છે. વાસ્તવિક રીતે જીવનસંગ્રામમાં દિવસરાત પરિશ્રમ કરીને થાકેલોપાકેલો જીવાત્મા જ્યારે છેક કંટાળી જાય છે, ત્યારે જીવનની અસાધ્ય વેદનામાંથી તેને હમેશને માટે

છોડાવી, મીઠી વિશ્રાંતિ પમાડનાર મૃત્યુ પણ કેટલીક વખત મહાન્ આશીર્વાદરૂપ થઇ પડે છે.

જીવ જ્યારે શરીરાશક્તિથી મુક્ત થાય છે, અને સંસારનાં ક્ષણિક સુખોથી ધરાઇ રહે છે, ત્યારે તેને આ મિથ્યા નાટકનો મોહ છૂટી જાય છે. કાળના કૂહાડાથી કોરાઈ ગયેલું, જૂનુંપુરાણું અનિત્ય દેહપીંજર તેની અનંત ઇચ્છાને તૃપ્ત કરી શકતું નથી. કંટાળેલો જીવ એ માયાનાં બંધનોને છેદીભેદીને અનંત આકાશમાં સ્વતંત્ર ઉડવાને આતુર બની જાય છે. મિથ્યા જગત્નાં ક્ષણિક સુખો તેના આત્માની અનંત ક્ષુધાને તૃપ્ત કરી શકતાં નથી. પીંજરામાંથી છોડી મુકેલાં પક્ષીની પેઠે શરીરમાંથી મુક્ત થયેલો જીવાત્મા ઉર્ધ્વગતિથી દિવ્યલોકમાં ઉડવા માંડે છે. જગત્ને એ સ્પષ્ટ સંભળાવી દે છે કે તમારા સ્વાર્થી અને મિથ્યા સંબંધમાં મને હવે સુખસંતોષ મળી શકતાં નથી. પ્રભુના શીતલચરણોમાં જે અમૃતનાં ઝરણાં અસ્ખલિત ઝરી રહ્યાં છે, તેનું પાન કરી અનંત આત્મિક આનંદમાં મસ્તબની રહેવાની મને હવે લગની લાગી છે. જાઓ. સ્વપ્ન જેવાં સંસારનાં ક્ષણિક સુખો, તમે ડૂબી જાઓ. મને રોકી રાખવાનું, માયાનાં બંધનમાં કેદ પૂરી રાખવાનું તમારામાં સામર્થ્ય નથી. તમારી મોહજાળમાં ફસાઇને પૂરાઈ રહેવા હું હવે રાજી નથી. પરમકૃપાળુ પ્રભુનાં ચરણમાં મને ચિરશાંતિનો આનંદ માણવો છે.

જગત્ના જીવોને નામ માત્રથી થરથરાવી, ગભરાવી દેનાર ઓ મૃત્યુ! આવ, તારી મીઠી ગોદમાં મને આરામ કરવા દે. આવ, તારો મને કંઇ પણ ભય નથી. હું તને ભેટવાને તારો સત્કાર કરવાને તૈયાર છું. તું મને શું ભય

દેખાડે છે ? તું માત્ર આ નાશવંત શરીર ઉપર જ તારી તલવાર ચલાવી શકે તેમ છે. મારા અજરામર આત્મા ઉપર તારી કંઇ પણ સત્તા ચાલે તેમ નથી. ઓ મૃત્યુ ! આવ-તારી અદૃશ્ય પાંખપર બેસાડી પરમશાંતિરૂપ પ્રભુના ધામમાં મને પહોંચાડી દે. ઉન્નત ગતિને પ્રાપ્ત કરનારા પવિત્ર અને સંસ્કારી જીવોને માટે મૃત્યુ ભય કે દુઃખરૂપ નથી. કેમકે એ તો આ સ્થૂલ જગતની પેલીપાર દૂર દૂરના દિવ્ય લોકમાં પહોંચાડનારા એક સેતુરૂપ છે.

સંસારી જીવોને મૃત્યુનું નામ સાંભળતાં જ મહાન્ ભય ઉપજે છે. પરંતુ એ ભય ઉત્પન્ન કરવામાં પણ કુદરતનો પવિત્ર હેતુ સમાયેલો છે. મનુષ્યને મૃત્યુ જો એટલું બધું અપ્રિય અને ભયરૂપ ન જણાય તો મનુષ્ય પોતાના સમસ્ત જીવનમાં ઉન્નતિનો પ્રયાસ કરી, સત્પ્રવૃત્તિથી આત્મિક સુખનો આસ્વાદ લેવાની કદિ ઇચ્છા પણ ન કરી શકે. જગતના છલપ્રપંચ અને મિથ્યા મોહમાયામાં જ સદાને માટે ડૂબી રહે.

ગ્રીષ્મ ઋતુના પ્રચંડ તાપથી ઉકળી રહેલા પ્રવાસીને એક ભયાનક ધગધગતી રેતીના રણના રણમાં અચાનક એકાદ વડલાની શીતળ છાયા, અથવા સુકોમળ તૃણની શય્યા પણ અપાર સુખમય જણાય છે. ઘોર અંધારી રાતના ભયંકર અંધ-કારમાં ઘેરાયેલાને પવનના ઝપાટામાં ધ્રૂજતો એકાદ ઝાંખો દીપક પણ જેમ આશ્વાસનરૂપ થઇ પડે છે તેજ પ્રમાણે જગતનાં દુઃખો–સંતાપો અને ઉંડા જખ્મોથી ત્રાસી ગયેલા જીવાત્માને મૃત્યુ પણ એક મહાન્ આશ્વાસન છે. સહુને મોડું કે વ્હેલું મરવાનું તો છેજ. એ મૃત્યુનું જ્ઞાન માણસને સન્માર્ગે દોરીને તેને હાથે દાનપુણ્યની પરોપકારની પવિત્ર પ્રવૃત્તિ કરાવે છે.

મૃત્યુ નક્કી આવવાનું જ છે. એ વિચારથી જ મનુષ્ય અમરત્વ પ્રાપ્ત કરવાને માટે યત્નશીલ રહે છે. વિસર્જનનું જ્ઞાન હોવાથી જ મનુષ્યને આવાગમનનું આકર્ષણ રહે છે. જીવન સાથે મરણ જડાઈ રહેલું જ હોવાથી મનુષ્યને જીવન એટલું બધું મધુર અને પ્રિયકર લાગે છે. મરણનાં સામીપ્યથીજ જીવનના મોંઘેરાં મૂલ્ય સ્હમજાય છે. મરણના ભયથીજ મનુષ્ય જીવવાની પ્રબલ ઈચ્છા રાખતાં શીખે છે. જીવનને માટે મહાન પ્રયાસ કરે છે. પવિત્ર અને ઉચ્ચ ઇચ્છાઓ સેવે છે અને એ જીવનને નિભાવી રાખવા માટે મહાન્ સંકટો અને જોખમો ખેડે છે, મૃત્યુ એ તત્વજ્ઞાનની નજરે આત્માના ઉદયની ચાવી છે. મૃત્યુ એ પરમાત્માનાં દિવ્યધામનો દરવાજો છે. નજીકમાં સંભળાઇ રહેલાં મૃત્યુનાં એ પગલાંથી ધનલક્ષ્મી બ્હેનનું વિશાળ કુટુંબ ભલે વ્યાકુલ અને ભયભીત બની ગયું હતું, પરંતુ એ પવિત્ર બ્હેનના આત્મામાં સમીપ આવેલા મૃત્યુના વિચારથી જરા પણ ભયનો સંચાર થયેલો જોવામાં આવતો ન્હોતો. મરણ જેમ જેમ સમીપ આવતું હતું, તેમ તેમ એમની ગંભીર મુખમુદ્રા ઉપર આંતરિક શાંતિની શીતળ છાયા છવાઈ રહેલી જોવામાં આવતી હતી. મૃત્યુના વિષાદને બદલે તેમના પવિત્ર મુખમંડળ ઉપર કોઇ પવિત્ર પ્રભુતાભીનું તેજ તેજ ચમકી રહ્યું હતું ,તેમનાં થોડાં પણ મીઠાં વચનોમાં અજબ જેવી કરૂણા ઝરતી હતી અને તેમની વિશાળ આંખોમાં દિવ્ય તેજ ઝગહળી રહ્યું હતું. એથી ઉપર જણાવેલા પ્રસંગે જ્યારે એમને જાણવામાં આવ્યું કે બાળકો, વહુઓ, વેલબાઈ અને તેમના પ્રિયપતિ રાજારામ પણ ધીરજ છોડી દઈને ચોધાર આંસુએ રડી રહ્યાં છે. ત્યારે તેઓને ઘણું લાગી આવ્યું,

તકીયાને ટેકે પથારીમાં સ્હેજ બેઠાં થઇને તેમણે કહ્યું કે, આ તમે શું માંડયું છે? હજી તો હું જીવતી છું, છતાં તમે રોવા લાગ્યાં છો? તમારૂં બધાંનું જ્ઞાન અને ડહાપણ કયાં જતું રહ્યું? આ નાશવંત શરીરનો આટલો બધો મોહ શા માટે જેણે જન્મ લીધો તેને એક વાર તો જરૂર મરવાનું જ છે. તમારી બધાંની આંખ સામે, તમારા આટલા બધા **પ્રેમ** અને **સદ્‌ભાવ** વચ્ચે હું **ચુડલા ચાંદલા** સાથે આટલી ઉમ્મરે ચિતાએ ચડી જાઉં, તો મારા જેવું બીજું **ભાગ્યશાળી** કોણ? મહાન્ સતીઓ હોય, તેજ **પોતાના પતિના ચરણમાં મૃત્યુની માગણી કરે છે** અને હુ મરી જઇશ તો કંઇ દુનિયાં રંડાઇ જવાની છે? મોટા રાજા રાણા અને લખપતિઓને પણ મૃત્યુ આવે, ત્યારે કોણ બચાવી શકે છે?

માટે જે વાત આપણા હાથમાં ન હોય, તેનો નકામો શોક કરવાનો શું અર્થ? આવાં ભર્યાંભાદર્યાં ઘરમાં આટલાં વિશાળ કુટુમ્બની માયામહોબત વચ્ચે, આવા પ્રેમાળ દેવતા જેવા પતિના પવિત્ર ચરણમાં **મૃત્યુ** મેળવવા જેવું મને **સદ્‌ભાગ્ય પ્રાપ્ત** થાય છે અને પુત્રો તેમજ ભાઇઓની કાંધે ચ્હડી બધાંના પ્રેમ વચ્ચે હું પરલોકને પંથે જાઉં, એને માટે તમારે જરા પણ ખેદ કે આક્રંદ કરવું ન જોઇએ. ઉલટો તમારે મને ઉપદેશ આપી, તમારા તરફની ફિકર ચિંતામાંથી અને સંસારની મોહમાયામાંથી મારા જીવને મુક્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેને બદલે મારી હયાતીમાં જ તમે બધાંય રડારોળ અને આક્રંદ કરી, મારાં ભગવદ્ ભજનમાં ભંગ પાડો છો, એ મને જરાય ગમતું નથી.” આ પ્રમાણે સચોટ ઉપદેશ આપીને એ ભગવતીસ્વરૂપ બ્હેને સૌને શાંત કર્યાં.

આ શબ્દો સાંભળી બધાંય આંસુ લૂછીને છાનાં રહી ગયાં. ત્યારે શ્રીમતી બ્હેને ચિં૦ ભાણજીને અને તેની વહુને પોતાની પાસે બોલાવ્યા. એ બન્ને ગરીબ બાળકો માતાજીની નજીક આવી તેમને પગે પડ્યાં. ધનલક્ષ્મીબ્હેને તેમનાં મસ્તકપર હાથ મૂકી તેમને હૃદયપૂર્વક આશીર્વાદ આપીને કહ્યું કે,–"બેટા ! **સુખી રહો** અને સો વરસનાં થાઓ." ભાણજીની વહુના તરફ નજર કરીને કહ્યું કે,–"વહુ બેટા! તું નાની ઉમ્મરની છે, છતાં બહુજ ડાહી અને સેવાભાવી છે.

તેં આજ સુધી મારી બહુએ સેવા ચાકરી કરી છે. પરમાત્મા તને ઝાઝું સુખ આપે, અખંડ **સૌભાગ્યવતી** રાખે. પછી તેમણે પોતાના પલંગની બાજુએ બેઠેલા પોતાના પતિ તરફ આંગળી ચીંધીને કહ્યું કે,—"બેટા, એ કોણ છે ?" ત્યારે ભાણજીની વહુએ કહ્યું કે,—"એ તો મારા પૂજ્ય સસરા છે." ત્યારે ધનલક્ષ્મીબ્હેને કહ્યું કે,—"જો, એમની સેવા ચાકરી કરવાનું મેં તને શીખવ્યું છે. તું આજ સુધી અમારી બન્નેની સારી રીતે સેવા ચાકરી કરતી રહી છે. અને આખા ઘરનો ભાર તેં તારા ઉપર ઉપાડી લીધો છે. એજ પ્રમાણે મારી પાછળ પણ નીભાવજે. અને તારા સસરાને તારા પૂજ્ય પિતાજી જેવા સમજી હમેશાં ભાવપૂર્વક તેમની સેવા ઉઠાવજે. કોઈ વાતે તેમને ઓછું આવવા દેતી નહીં. બેટા, કાલે ઉઠીને હું ન હોઉં, ત્યારે એમની કાળજી રાખવાની તમારા બધાની ખાસ ફરજ છે." ત્યાર પછી વેલબાઇ તરફ આંગળી ફેરવીને પૂછયું કે "એ કોણ છે ?" ત્યારે વહુએ કહ્યું કે,—"એ વેલબાઇબ્હેન છે, અને તેમની બાજુમાં ફઈબા બેઠાં છે." ત્યારે ધનલક્ષ્મીબ્હેને કહ્યું કે,—"એમની સાથે

હળીમળીને સુખ સંતોષમાં રહેજો, અને એમને રાજી રાખજો. વેલબાઇને બાળપણથી મેં મારી સગી પુત્રી પ્રમાણે લાડમાં ઉછેરીને મોટી કરી છે, આખા કુટુંબની તે લાડકવાઈ છે. એના મનને કોઈ રીતે ઓછું આવવા દેતી નહીં. મને તમે વચન આપો કે મારી ગેરહાજરીમાં વેલબાઇને મારી પેઠે જ પ્રેમ અને માયાથી સર્વ વાતે સુખી રાખી, કોઇ બાબતમાં ઓછું આવવા નહીં દો." એ પરથી બન્ને વહુઓએ ગદ્‌ગદકંઠે કહ્યું કે; "સાસુજી અમે બેનને તમારા જેવાંજ પૂજ્ય ગણીને હમેશા એમને માન આપી, પૂછીને પગલું ભરશું. એમાં કદી પણ જરાય ફરક પડવા દેશું નહીં. તમે વેલબાઈની જરાય ફીકર ન કરશો. અમને અમારા જીવથી પણ અધિક પ્રિય છે." વહુઓનાં આવાં શાંતિકારક વચનો સાંભળી તેમને ઘણો સંતોષ થયો અને તેમણે પાછો પોતાની વહુઓ અને પુત્રોને હૃદયપૂર્વક આશીર્વાદ આપ્યો. પાસે ઉભી રહીને આ બધું સાંભળો રહેલી **વેલબાઈને** પોતાની માતાજીનો પોતાના ઉપર છેવટ સુધી આવો અગાધ પ્રેમ જોઇને તેનું હૃદય ભરાઇ આવ્યું. એ દિવ્ય છાયાનો લોપ થવા પછી પોતાની શી દશા થશે, એની તો એને કંઇપણ ચિંતા ન્હોતી પણ એમના વગર કેમ જીવી શકાશે, એ વિચારથી તેનું હૃદય એકાએક ભરાઇ આવ્યું, ને તેણે છૂટથી રડવા માંડયું. ધનલક્ષ્મી બ્હેને તેને પાસે બોલાવી, છાતીમાં ચાંપી દિલાસો દીધો અને માથે હાથ મૂકી અંતરથી આશીર્વાદ આપીને જણાવ્યું કે, "બ્હેન! શેરડીનો સાંઠો કંઈ છેડા સુધી મીઠો ન હોય. સંસારમાં કોઈનાં માબાપ કાયમ સુધી બેસી રહેતાં નથી. તારા બાપા, **ભાઈઓ** અને **ભાભીઓ** તને કોઇ વાતે ઓછું

આવવા દેશે નહિં. તું પણ બધાંની સાથે સુખસંતોષથી વર્ત્તીને આજ સુધી રહી છે, તેમજ આનંદમાં રહેજે. પરમાત્મા તારૂં કલ્યાણ અને રક્ષણ કરે." એમ કહીને પછી પોતાના પતિ તેમજ પુત્રો તરફ ફરીને કહ્યું કે,–"તમે કોઇ શોક કરશોમાં. હું પરમસંતોષમાં સુખી છું. તમે મને બહુએ આપ્યું છે. મારી પાછળ તમારી શોભાને માટે જે કંઈ દાનપુણ્ય કરવું હોય તે કરજો. મારો આત્મા તો તમારાં સુખે સુખી અને તમારૂં ભલું જોઇને સંતુષ્ટ છે મને વચન આપ્યું છે તે પાળજો અને મેં ભલામણ કરી છે તે પ્રમાણે સંપીને વર્તજો. જાઓ, હવે મને જરા આરામ કરવા દો અને તમે પણ બધા આરામ કરો. "એમ કહીને બધાને ત્યાંથી વિખરાઇ જવાનું જણાવ્યું.

એમના પલંગની સામેજ ગાદીપર બેઠેલા ભાઈ રાજારામ આ બધું શાંતિથી જોઇને વિચાર કરતા હતા કે દોઢ બે વરસની ચાલુ બીમારી ભોગવવા છતાં, તેમનામાં આટલી બધી શકિત અને શાંતિ કયાંથી આવી હશે? પવિત્ર આત્માઓને પ્રભુ અને પ્રકૃતિ પણ જરૂર મદદગાર બની રહે છે,"

બીજાં બધાં વિખેરાઇ ગયાં ત્યારે પલંગ પાસે જઇ પત્નીનું શરીર તપાસી જોયું. હાથપગના સોજો કંઇક ઓછો થયેલો જણાયો. ભાવપૂર્વક તેમણે પૂછયું–"તબીયતને હવે કેમ જણાંય છે?

ત્યારે શ્રીમતી બ્હેને શાંતિપૂર્વક જણાવ્યું કે "મને ઠીક જણાય છે. મારો આત્મા સંપૂર્ણ આનંદમાં છે તમે કાંઇ પણ મારી ફીકર કરશો નહીં." ચિ. વેલબાઇના માટે આપણે પ્રથમ નકી કર્યા પ્રમાણે તેમને જરૂર આપશો. મારા જીવતાં તેની ચોખ્ખ કરવી હતી તે રહી ગઇ છે એ ભાર તમને છે.

રાજા રામભાઈએ જોયું કે શરીર બહુજ ક્ષીણ છે શક્તિ ઘણી ઘટી ગઈ છે અને ડોક્ટરે બહુ વાતચીત કરવાની ના કહી છે. છતાંય એમણે આજે ઘણોજ પરિશ્રમ લીધો છે. હવે ભલે જરા આરામ કરે"—એમ વિચાર કરીને પોતે પાછા જઈને ગાદીપર થોડીવાર બેઠા. ત્યારબાદ કપડાં પહેરીને કલાક બે કલાક બહાર નીકળી ગામમાં આંટો મારી આવ્યા. પાછા ઘેર આવીને જોયું તો દર્દીને આંખો મીચી પલંગ ઉપર સ્વસ્થ પડી રહેલાં જોઈને એમણે જાણ્યું કે વખતે નિદ્રા આવી ગઈ હશે. અથવા સ્વસ્થ પડી રહીને આરામ કરતાં હશે એથી પોતે પણ સામેજ ગાદીપર ગુપચુપ બેસીને ભવિષ્યનો ગંભીરતાપૂર્વક વિચાર કરવા લાગ્યા.

એટલામાં પાંચ દશ મીનીટ બાદ એકાએક ધનલક્ષ્મી બ્હેનની આંખો ઉઘડી ગઈ. સામેની **શ્રી રામચંદ્રજીની** છબિ તરફ તેઓ એકી ટસે જોઈ રહ્યા. જાણે એ દિવ્ય મૂર્ત્તિનું ધ્યાન ધરી સમાધિ લગાવવાની તૈયારી કરતાં હોયને ?

વળી થોડીવાર રહીને તેમણે પોતાની દૃષ્ટિ ફેરવીને ગાદી પર બેઠેલા પોતાના પતિ તરફ નજર કરી. સ્થિર નેત્રે એમની મૂર્તિને પણ હૃદયના કેમેરામાં જાણે છાપી લેતાં હોય, એમ ધારીધારીને એકી નજરે પતિનાં તરફ જોયા પછી પાછાં દૃષ્ટિ-કોણ ફેરવી, શ્રી રામચંદ્રજીની છબી ઉપર ધ્યાન લગાવી દીધું.

આ બધી પરિસ્થિતિ જોઈને રાજારામભાઈ વિચારમાં પડી ગયા, કે આજનો રંગ કંઈક જૂદોજ જણાય છે. સંસારનાં ચિત્રો એમના સ્મૃતિપટ ઉપરથી ભૂસાઈ રહ્યાં છે અને પ્રભુતાના પગલાં એમના આત્મા ઉપર પોતાની અવિચલ છાપ જમાવતાં જાય છે. અને દેવી પ્રભુના સ્વરૂપમાં લીન થતાં જાય છે. જે

મનુષ્યોનો જીવ માયામાં રમી રહ્યો હોય, એમને અંતકાળે અનેક પ્રકારની લાલસાઓ અને તૃષ્ણાઓ વ્યાકુળ બનાવી દે છે. એમના ચ્હેરામાં વિવિધ પ્રકારના ફેરફારો થાય છે. અને એમને મ્હોડેથી અનેક જાતના માયાવી ઉદ્દગારો નીકળતા પણ સાંભળવામાં આવે છે. પરંતુ જે પવિત્ર આત્માઓની જીંદગીની પવિત્ર કરણુ સંતોષરૂપ હોય, જેમનાં આશા વાસના અને તૃષ્ણાનાં બંધન તૂટી ગયાં હોય, તેમની મુખમુદ્રા ઉપર દિવ્ય તેજ પ્રકાશી નીકળે છે, અને પરમાત્માનાં ધ્યાન કે નામ સ્મરણ વિના બીજા કોઇ પણ સાંસારિક પ્રાણી–પદાર્થો તરફ એમની મનોવૃત્તિ જરાય આકર્ષાતી નથી. જીવનની કૃતિ માફક મરણ વખતે મતિ થાય છે. અને મરણકાળે જેવી મતિ હોય, તેવીજ એમની આખરે ગતિ થાય છે.

બ્હેન ધનલક્ષ્મીનો પવિત્ર જીવાત્મા આ વખતે જગત્‌ની માયા જાળમાંથી મુકત થઇને શ્રી રામચંદ્રજીના ધ્યાનમાં તલ્લીન બની રહ્યો હતો, જાણે એમતી પાસે યાચના કરી રહ્યો હોયને! "હે **દેવાધિદેવ!** આપના ચરણમાં મારી **સદ્દગતિ થાઓ** અને જન્મોજન્મ મને આ મારા **પુજય પતિનાં ચરણમાંજ** સ્થિતિ આપીને એમની **તન–મનથી સેવા** કરવાનો **મને અમુલ્ય** અવસર આપજો—"

એવીજ પવિત્ર કાન્તિ તેમના શરીરમાં જલહલી રહી હતી. એમની મુખ મુદ્રા કોઇ પરમ તપસ્વિની કે યોગિનીના જેવી મહાન્ પ્રતાપી અને શાંત જણાતી હતી. એમનાં વિશાળ કપાળમાં કોઇ દિવ્ય તેજ **લખલખાટ** કરી રહ્યું હતું.

આ તેજસ્વિતા અને પવિત્રતાના અંબારથી રાજારામ ભાઈના હૃદયમાં વિચારોનું પરિવર્તન થવા લાગ્યું. તેમને જણાયું

કે આ પવિત્ર આત્મા પોતાનું જગતનું કર્તવ્ય પરિપૂર્ણ કરી, કોઇ ઉત્તમ દિવ્ય લોકની પ્રાપ્તિ માટે પરમ શાંતિપૂર્વક **પરલોક પ્રયાણ** કરી રહ્યો છે.

એ વખતે સાંજના આશરે પાંચ-છ વાગ્યાનો સુમાર થયો હશે, અને બ્હેનને હાલ કંઇક આરામ છે, એવી માન્યતાથી વહુઓ વગેરે પડોશીઓની પાસે બેસી ધનલક્ષ્મીબ્હેનનાં પવિત્ર ચરિત્રની ગુણગીતા ગાતાં તેમનાં વખાણ કરી રહ્યાં હતાં. થોડા સમય બાદ તેઓ બધાં ઉપર આવ્યાં, અને નજર કરે છે તો બ્હેનશ્રી ઘડીકમાં પરમાત્મા રામચંદ્રજીને અને ઘડીમાં પોતાના સ્વામીનું ધ્યાન ધરી રહ્યાં છે, એમની આંખો સ્થિર છે, એમનું શરીર પણ ગતિ રહિત બનીને સ્વસ્થ પડી રહ્યું છે. એ સ્થિતિ જોઇને બાળ બચ્ચાં અને સંબંધીઓ એમના પલંગની આસપાસ ઘેરાઇને બેસી રહ્યાં.

એ વખતે રાજારામ ભાઇએ એમને માટે કાંજી તૈયાર કરવાને કહ્યું થોડીવારમાં કાંજી તૈયાર થઇ ગઈ એટલે રાજારામ ભાઈના કહેવાથી બ્હેન રતનબાઇ ચમચાથી તેમને આસ્તે આસ્તે કાંજી પીવરાવવા લાગ્યાં.

બ્હેન ધનલક્ષ્મીને એ વખતે આગળ પાછળ તકીયા રાખી, તેમનો ટેકો દઇને બેસાડયાં હતાં. અને એમની બાજુમાંજ એક ન્હાનોસરખો પાટલો મૂકી તેનાપર કાંજીનું વાસણ રાખીને રતનબાઇ આસ્તે આસ્તે કાંજી પાઇ રહ્યાં હતાં, બે-ત્રણ ચમચી કાંજી પેટમાં ગઇ હશે, ત્યાર પછી એમણે મસ્તક હલાવીને ના કહી. એ વખતે રાજારામભાઇ પલંગની બાજૂમાંજ ખુરશી મૂકીને તેમની નજીક બેઠા હતા. એમણે કાંજી લેવાની ઇસારત કરી, પણ આંખો મીંચીને જાણે તેઓ

પોતાની અરૂચિ બતાવતાં હોય એમ તકીયાપર પડી રહ્યાં. ત્યારે કાંજીને બદલે પાણીની ચમચી આપી, પરંતુ એ પણ તેમને ગળે ઉતર્યું નહિં. અને પાછું નીકળી ગયું, આ પરિસ્થિતિ જોઇને સહુ ગભરાયાં અને તરતજ ડોકટરને તેડવા માણસ મોકલ્યું. શરીર પળેપળે શિથીલ થવા લાગ્યું. શ્વાસ ધીમો પડવા લાગ્યો. અને નાડીનો થડકાટ ક્રમેક્રમે ઘટવા લાગ્યો.

એટલે મૃત્યુની દુઃખકારક પળ નજીક આવી છે એમ સમજી સગાંસંબંધીઓને બોલાવવા માણસ મોકલવામાં આવ્યું. આ તરફ ધનલક્ષ્મીબ્હેનનું શરીર ક્રમેક્રમે ચેતનહીન થવા લાગ્યું. એમનો હાથ પલંગપર મૂકેલા ન્હાના લાકડાંના પાટલા પર મુકવામાં આવ્યો હતો. તે ત્યાંથી સરી ગયો. એ ચિ૦ ભાણજીએ પાછો ઉંચકીને પાટલાપર આસ્તેથી મૂકયો. થોડીવાર પછી પાછો હાથ ત્યાંથી સરી પડયો અને નસનાડીઓ જાણે શરીર સાથેના પોતાના સંબંધમાંથી છૂટી થતી હોય, એમ જડ થવા લાગી અને તરતજ એમણે પોતાનું કાંધ બાજુમાં નમાવી દીધું. છેલ્લી ઘડી આવી પહોંચી હતી. કોઇએ કહ્યું કે એમને ગંગાજળ આપો. તે પ્રમાણે એમના મુખમાં ગંગાજળ રેડવામાં આવ્યું. તે પણ એમના પેટમાં ન ઉતરતાં તરતજ બહાર નીકળી ગયું. એ સ્થિતિ જોઇને રાજાભાઇ તરતજ ખુરશીપરથી ઉઠીને પોતાની પત્નીની નજીક આવ્યા. એમનું હૃદય હાથ ન રહ્યું એમની સાથેના પ્રેમના અનેક પ્રસંગો, એ દેવીની અનેક ભલાઇઓ, આખી જીન્દગીની તેની અમૂલ્ય સેવા, તેની સલ્લાહ, તેનો વાર્તાવિનોદ એ બધાંનું સમરણ થવા લાગ્યું. એમનું હૈયું ભરાઇ આવ્યું અને તેમની આંખોમાંથી ચોધાર અશ્રુધારા વહેવા લાગી.

રડતાં રડતાં ગદગદ કંઠે સતીના કાન આગળ આવીને

તેમણે કહ્યું:-તમે આખી જીંદગી એક સાધ્વી સતીને શોભે એવું પવિત્ર જીવન ગાળીને સાચી કમાઇ કરી લીધી છે. તમારાં પોતાનાં પુણ્યબળથીજ તમે આગળ વધીને સૌને પ્રિય થઇ પડયાં છો. હું તમને શું આસીર્વાદ આપું ? તમારા માટે મારે શુ શું કરવું ? મારી તો મતિ મુંઝાઈ ગઇ છે. કાંઇ સૂઝતું નથી. આગળ થયેલી વાતચીત પ્રમાણે તમારી પાછળ હું પંદર હજાર કોરી, તમારા આત્માના પુણ્યાર્થે દાનપુણ્ય અને ધર્મનાં કામોમાં ખર્ચીશ. તેમાંથી માનકુવામાં પાણીનું પરબ, પંખીની ચણ અને કુતરાંને રોટલાનો હમેશાં યાવતચંદ્ર દિવાકર બંદોબસ્ત કરીશ અને પરમાત્મા જેવી પ્રેરણા કરશે, તેવી તારા આત્માના કલ્યાણ માટે પુણ્ય પ્રવૃતિ કરીશ." આ શબ્દો સતીના કાનમાં કહ્યા કે તરતજ દેવીએ આંખો ફેરવી દીધી અને ડોકટરના આવ્યા પહેલાં તો અનંગ યોગ નિદ્રામાં પોઢવાની તૈયારી કરવા માંડી. છેલ્લું ડચકું આવ્યું. નાભિપ્રદેશ થડકી રહ્યો-છાતી ઉંચકાઇ. ગરદન જરા ઢળી પડી અને એ ઘરની ચેતનમૂર્તિ આનંદમૂર્તિ પ્રેમમુર્તિ સતિનો જીવાત્મા સંસારની મોહમાયા છોડી શ્રીહરિને ચરણે વિલિન થયો.

આ પ્રમાંણે પરમશાંતિ અને પ્રભુની સ્મૃતિસહિત સ્વામીના શ્રી ચરણમાંજ સતી ધનલક્ષ્મીએ પોતાનો દેહ તજ્યો. પરમાત્માનું ધ્યાન ધરતાં ધરતાં એમનો પ્રાણવાયુ આ નાશવંત પંચભૂતનાં શરીરરૂપી માયાવી કેદખાનામાંથી મુક્ત થઇને પરલોકને પંથે પડ્યો. સતીનો અજરામર આત્મા ઇશ્વરના અનંતધામ તરફ ચાલતો થયો. જગતની માનવલીલા પૂરી કરી પ્રભુને ચરણે પરમશાંતિ ભોગવવા અગમ્ય રસ્તે આગળ વધ્યો. પતિ, પુત્રો, પુત્રી, વહુઓ, સ્નેહી, સમ્બન્ધીઓ શોકસાગરમાં

ડુબી ગયાં. સતી દેવીના સદ્‌ગુણોનું પુનઃ પુનઃ સ્મરણ કરી છાતીફાટ રૂદન કરવા લાગ્યાં. જ્ઞાતિની અને પાડોશની બ્હેનો પણ ગાઢ શોકછાયામાં ઘેરાઈને રડવા લાગી. ચિ૦ વેલબાઈ અને વહુઓનું આક્રંદ પત્થરને પણ પીગાળી દે એવું હતું. અને મજબૂત મનનો અનુભવી અને ઘડાયેલો પુરૂષ હોવા છતાં, જાણે શોકાગ્નિ આગળ મીણનું પૂતળું પીગળતું હોય, એમ અંતરના ઉભરાતા ઉદ્વેગ અને બ્હારના વિલાપથી સીતાજી જતાં રામચંદ્રજીની જેવી દશા થઈ હતી, એવા અરધા બેભાન બની ગયા. એમનો સુખી સંસાર આજે સમેટાઈ ગયો હતો. એમનું જીવન સૂનું લૂખું અને ઉજડ થઈ ગયું. એમના ઘરનો પ્રકાશ, એમના હૃદયનો દીવો, એમના આત્માનો ચંદ્ર આજે એકાએક બૂઝાઈ ગયો હતો.

## પ્રકરણ તેરમું.

### સ્મશાન–યાત્રા.

ઉગ્યો સૂરજ આથમે, ખીલ્યાં ફુલ કરમાય,
અચળ જગત્‌નો કાયદો, જે જન્મ્યું તે જાય.
આવે મૃત્યુ આંગણે, મિથ્યા સર્વ ઉપાય,
આખર સ્મશાનવાસ છે, હોય રંક કે રાય.

કાળની ગતિ અતિ અકળ છે. મનુષ્યનું જીવન પાણીના પરપોટા જેવું ક્ષણિક છે. પવનના ઝપાટાથી બૂઝાઈ જતા દીપક જેવી જીંદગી, મૃત્યુરૂપી વાયુના ઝપાટાથી જોતજોતામાં બૂઝાઈ જાય છે. હજારો આશા–અભિલાષાથી ઉછળતાં અંતરમાં અવસાનનાં અંધારાં ઉતરે, એટલે અહિંનું બધું અહીંજ રહી જાય છે, અને જીવાત્મા પોતાની કરણીનો હિસાબ દેવા પરમાત્માના દરબારમાં ચાલતો થાય છે.

રાજારામભાઇના ઘરનો દીપક બૂઝાઇ ગયો. એ પવિત્ર, પરોપકારી, પ્રેમાળ, પારકાં હિત માટે જીવન ગાળનારી દેવી આ માયાની ઇન્દ્રજાળ છોડીને અનંતધામ તરફ ચાલી ગઇ. પોતાના પૂજ્ય પ્રિયતમ–પતિને, પ્રાણથી વ્હાલી પુત્રીને, રિદ્ધિ-સિદ્ધિથી શોભતા સંસારને, વ્હાલાં કુટુમ્બને રડતું, આક્રંદ કરતું છોડી એ મહાદેવી પ્રભુનાં ચરણમાં લીન થઇ ગઇ.

કરોળીયો કળાકૌશલ્યથી અથાગ મહેનત લઇને, આસ્તે આસ્તે લાંબો વખત ગાળીને સુંદર જાળ ગુંથે છે, પરંતુ ઝાડુ કાઢનારી તેનો સાવરણીના એકજ ઝપાટાથી પળવારમાં નાશ કરે છે. એવીજ રીતે પોતાના સુખી સંસારની લાંબા વખતની ધીરજ, ખંત અને મહેનતથી એ દેવીએ સુંદર રચના કરી હતી, શાંતિથી એ ઘરસંસારમાં પતિહિતની અને જગહિતની અનેક ભાવનાઓ સફળ કરવાની ઇચ્છા–અભિલાષા સેવી હતી. જ્ઞાતિ અને દેશને માટે જે કંઇ બને, તે આ જગત્માં ભાવ-ભર્યા હૃદયથી કરી લેવું, એવી એને બહુ હોંસ અને ઇચ્છા હતી. એટલામાં તો કાળના દૂતે મૃત્યુના ઝાડુની ઝાપટ મારી, આશાજાળને છિન્નભિન્ન કરી નાખી. પ્રેમનાં પરબ ખૂટી ગયાં. અનેક આશાભર્યા જીવોનું વિશ્રામસ્થાન વિખેરાઇ ગયું. જીવન-દાતા માતાથી પણ અધિક પ્રેમ રાખનારી દેવીના વિયોગથી દીકરા, વહુઓ, વેલબાઇ હૃદયફાટ રૂદન કરવા લાગ્યાં. એમના આક્રંદથી પત્થર હૃદય પણ પીગળી જાય, એવો કરૂણામય દેખાવ થઇ રહ્યો. સગાસમ્બન્ધીઓ, જ્ઞાતિજનો ઉપરાંત આડોશીપાડોશીની બ્હેનો અને મિત્રવર્ગના કુટુંબોમાં પણ ધનલક્ષ્મીબ્હેન એટલાં બધાં લોકપ્રિય હતાં કે, તેમના મૃત્યુના

શોક સમાચાર સાંભળતાં તેમની બધાંની આંખેથી આંસુ વહેવા લાગ્યાં. એ દયાળુદેવીનાં અનેક સદ્દગુણો સંભારી સંભારીને સૈ કોઈ રડવા લાગ્યાં. રાજારામભાઈના રાજમહેલ જેવા ભવ્ય મકાનમાં હૃદયભેદક રડારોળ ચાલી રહ્યો. રાજારામભાઈનું ભાવભીનું પ્રેમાળ હૃદય ચીરાઇ જવા લાગ્યું. જાણે પોતાનાં ગૃહજીવનની જ્યોતિ જ બૂઝાઈ ગઇ હોય, કે પોતાના સંસારનો આધાર સ્તમ્ભ તૂટી પડ્યો હોય, પોતાની અમૂલ્ય સંપત્તિ લૂંટાઇ ગઇ હોય, કે પોતાનાં સુખનું સ્વર્ગ સળગી રહ્યું હોય, એવી પોતાને શિર આવી પડેલી આફતથી તેઓ પોતાનું ભાન ભૂલી દેવીની જડપ્રતિમાં સામે આંસુ સારતા આક્રંદ કરતા બેસી રહ્યા હતા. એમના મનને લાગતું હતું કે આજે મારા શિર ઉપર ભયાનક આફતનું વાદળ આજે તૂટી પડયું છે. જ્ઞાતિજનોને લાગ્યું કે કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિની એક પવિત્ર કલ્યાણમૂર્ત્તિ કડવા કણબી જ્ઞાતિની ભાગ્યવિધાત્રી આજે ચાલી ગઈ! એમના આશ્રય અને સહાયથી અનેક ભાઇબ્હેનોને દુઃખ સુખના વખતમાં જોઇતી મદદ મુંગે મ્હોડે મળતી હતી, એ બધી બ્હેનોને લાગ્યું કે આપણું કલ્પવૃક્ષ આજે કપાઇ ગયું. પાડોશની પરિચિત બ્હેનો, જેને પોતાનું હૃદય ખોલી બતાવી; સાચી સલાહ અને લાગણી મેળવી શકતાં એવી એક પવિત્ર બ્હેન તેમને તજીને આજે ચાલી ગઇ. આમ સૌ કોઇ એ દયાળુ અને પરગજુ બ્હેનનાં અનેક સદ્દગુણો સંભારી હૃદયફાટ રડવા લાગ્યાં. ધન્ય બ્હેન ધનલક્ષ્મી! તમારૂં પવિત્ર જીવન ધન્ય છે. તમે આ જગતમાં જન્મીને જીવનને સફળ કરી જાણ્યું છે. એવી ઉત્તમ રીતે તમે જીવી જાણ્યું, એવી જ શાંતિપૂર્વક તમે

મરી જાણ્યું છે. મરીને પણ તમે જીવતાં છો. અનેક સ્નેહી અને સ્વજનોનાં હૃદયમાં તમારી પવિત્ર મૂર્ત્તિ અવિચળ છે. એમના સ્મૃતિપટ ઉપર તમારી છબી હમેશને માટે છપાયેલી છે. મૃત્યુને ખોળે બેસીને તમે આજે અમર બની ગયાં છો.

મૃત્યુ વખતની એમની શાંત મુખમુદ્રા અને ગંભીર ગૌરવને સૂચવતી એમની પવિત્ર દેહકાન્તિ ખરેખર દર્શનીય હતી. જગતમાં આજ સુધી જે જે ઇતિહાસ પ્રસિદ્ધ સતી સ્ત્રીઓ થઈ ગઇ છે, એમની પંક્તિમાં એ પ્રાતઃસ્મરણીય પવિત્ર સન્નારીનું નામ ગૌરવ સહિત શોભી શકે તેમ છે– એ દેવીનું પવિત્ર જીવન પણ પોતાનું ચિર સ્મરણ માગી લે તેવું છે. સંવત્ ૧૯૯૦ ના માઘ માસની શુકલ ચતુર્થીની શીતળ રાત્રે આશરે નવ વાગ્યાને સમયે બ્હેન ધનલક્ષ્મીએ પોતાના પંચ પ્રાણનો હવાલો પરમાત્માને ચરણે સોંપ્યો. બીજેજ દિવસે "**વસંત પંચમી**" નો પવિત્ર દિવસ હતો. એ પુણ્ય દિવસે સવારના પહોરમાં સતીની સ્મશાનયાત્રા નીકળવાની હતી. એમના મૃત્યુના શોક સમાચાર મળતાં જ્ઞાતિ–પરજ્ઞાતિનાં સેંકડો સ્વજનો એમના મૃત્યુ શોકમાં ભાગ લેવા અને એ પવિત્ર આત્માના અંતિમ દર્શન કરી, તેમને છેલ્લી વિદાય દેવા, માનપૂર્વક–ભાવપૂર્વક–પ્રેમપૂર્વક એ સતીના સ્મરણાવશેષને પોતાનાં પ્રેમ અશ્રુની અંજલી અર્પવા આવી પહોંચ્યા હતા.

સતીનાં મૃતશરીરને નવરાવી, ધોવરાવી, વિધિપૂર્વક પુષ્પ ચંદનની અર્ચા કરી, સાત્વિક વસ્ત્રોથી શણગારવામાં આવ્યું–કુટુમ્બી સ્વજનો–સ્નેહીજનો–અને પરિચિત પ્રેમીજનોએ દેવીના સબને અંતિમ પ્રણામ કર્યા. ત્યારબાદ જે મહામાર્ગ

રંક કે રાય બધાને માટે એક સરખોજ નિર્માણ થયો છે, એ માર્ગે એ પવિત્ર શરીરને ઘાટકોપરની સ્મશાનભૂમિ તરફ સન્માનપૂર્વક લઇ જવામાં આવ્યું. ત્યાં તુલસી અને સુખડનાં કાષ્ટો સહિત સતીની અંતિમ ક્રિયાને માટે ચિતા ખડકવામાં આવી અને તેને વિધિપૂર્વક પ્રદક્ષિણા ફરીને શબને ઉંચકી ચાર ભાઇઓએ તેને ચિતાપર સુવરાવ્યું, અને ચિ. ભાણુજીને હસ્તે એ દેવીની કાષ્ટ ચિતાને અગ્નિ સ્પર્શ કરાવવામાં આવ્યો. જવ-તલ-ઘૃત હોમી જવલંત અગ્નિદેવને એ અમૃત દેહનો હવાલો સોંપ્યો.

જોતજોતામાં સમગ્ર જગતનું ભક્ષણ કરનારો પ્રચંડ અગ્નિ સળગી ઉઠ્યો. આત્માને અનંતધામમાં પહોંચાડનારી ચિતા-જવાલા સતીનાં સુકુમાર શરીરને સળગાવી, બાળી, પ્રજાળી, ભસ્મીભૂત કરવા લાગી. જે શરીરને જરા કાંટો કાંકરો પણ ન ખૂંચે, તેની દિવસ રાત સંભાળ રાખવામાં આવતી, એજ શરીરના હાડ, માંસ, ચર્મ અવયવોએ ભડભડ બળતી અગ્નિ-શિખામાં એક પછી એક અદૃસ્ય થવા માંડ્યું.

આ જગત્-આ જીવન અને આ તેનાં પરિણામ ! સમજુ હૃદય ઉપર તેની કેટલી બધી અસર થાય છે ? શૂન્યકાર, શાંત, ભયંકર સ્મશાન ! તારા શાંત ખોળામાં આત્માને અનંત શાંતિ મળે છે. રાય, રંક, અમીર, ફકીર, સૌનું તું છેવટનું બિછાનું છે. પ્રાણીમાત્રની તું આખરની ગતિ છે.

જગતના ત્રિવિધિ તાપથી તપેલા જીવોને માટે તું શીતળ સરોવર છે. અનેક આફતો અને મુશીબતોથી હતાશ બનેલો હારી ગયેલો આત્મા તારા ઉદરમાં છેવટનો આરામ પામે છે.

સ્મશાન ! તું પણ મહાન પવિત્ર તીર્થ ક્ષેત્ર છે. હમેશાના

વિશ્રામની તું પુણ્યભૂમિ છે. તારા ખોળામાં સૌને માટે એક સરખું જ આસન છે. જ્ઞાની–મૂર્ખ, ધની–નિર્ધન, રાય–રંક, સુંદર–બેડોળ, યુવાન–વૃદ્ધ, સ્ત્રી–પુરૂષ કોઈની વચ્ચે તારે આંગણે કંઈ પણ ભેદભાવ નથી. તારો દરબાર સૌને માટે એકસરખો જ આદર રાખે છે. તારા ઉંબરપર પગ મૂકનારને તત્કાલ સંસારની અસારતાનું ભાન થાય છે. મિથ્યા આશા–અભિલાષાઓના બોજામાં કચડાઈ જતાં જીવનને તારાં દર્શન થતાં તરત જ સમજાય છે કે આ જગત્‌ની આશા તૃષ્ણા મિથ્યા છે. જગત્‌ની સુખસમૃધ્ધિ ક્ષણિક અને નાશવંત છે. સોનાના પલંગપર મખમલની પથારીના પોઢનારને, તેમજ રાખના ઢગલા પર પડી રહેનારને તારે ત્યાં તો આખરે અગ્નિની સોડતાણીને સંસારના સંબંધથી સદાને માટે છૂટા પડવાનું છે. તારા દરબારમાં દેહનું સંપત્તિનું સત્તાનું અભિમાન પળવારમાં ઓસરી જાય છે. દંભ વૈર–સ્વાર્થવૃત્તિ નાશી જાય છે. અનેક ઉપાધિઓમાં વીંટાયલો મનુષ્ય પ્રાણી તારા દરબારમાં ક્ષણવારમાં શાંતમૂર્ત્તિ ધારણ કરે છે. તું દુઃખી, પાપી, હતાશ, પરિશ્રમથી કંટાળેલા જીવોનો છેલ્લો વિસામો છે. જગત્‌થી કંટાળેલો જીવ તારા ખોળામાં પોતાની ચિંતા, ફિકર અને જંજાળના પોટલાં ફેંકી દઈ ચિરકાળની શાંત નિદ્રાને ભેટીને સઘળી ઉપાધિ તેમજ આફતોને ભૂલી જાય છે.

આખરે બધું ફના છે. જગત્‌ની કોઇ ચીજ કાયમ રહેવાની નથી. આખરે સૌની આજ ગતિ થવાની છે. મોહ, માયા, મમતા, આશા, અભિલાષા સર્વ મનના મનમાં જ સમાવીને આખરે તે. સૌને જવાનું છે. માટે જીવતા જીવન દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી આ સદ્‌ભાગી સતીનારીની પેઠે સત્કર્મો કરીને, અમર

પદ પ્રાપ્ત કરી લો. આ જગતમાં જેણે સારાં કામો કરી, પવિત્ર ચરણ કમળમાં તેને અનંત શાંતિ પ્રાપ્ત થાય છે. અને આલોકમાં સત્કીર્ત્તિને પ્રતાપે તેમનું નામ સદાને માટે અમર રહે છે. સતીનારી અને સત્પુરૂષોને માટે આ જગત્માં મૃત્યુ જ નથી. તેઓ મરવા છતાં પોતાના સત્કાર્યોની સર્વત્ર પ્રસરી રહેલી સુવાસથી સદાય અમર જ બની રહે છે. તેમનો સ્થૂલ દેહ ભલે આ સંસારની રંગભૂમિ ઉપરથી અદૃશ્ય થઇ જાય છે, પરંતુ તેમને સૂક્ષ્મદેહ અને કીર્ત્તિદેહ અજરામર બનીને સ્નેહી જનોનાં હૃદય મંદિરમાં અને જગત્ના ઇતિહાસમાં સર્વદા કાયમ જ રહે છે.

નિર્મળ નિષ્કપટ પ્રેમાળ જીવનની લીલા સંકેલી એ સૌભાગ્ય સોહાગી બ્હેન તો આ જગતમાંથી ચાલી ગયા, પરંતુ તેમનાં સત્કાર્યોનો કીર્ત્તિધ્વજ અદૃશ્ય ફરકી રહ્યો છે. ચુંટાયલું પુષ્પ કરમાઇને સૂકાઈ ગયું, પરંતુ તેની મીઠી સુવાસ સંસારમાં ફેલાઇ રહી છે. જીવનનું મધુરૂં સંગીત પુરૂં થઈ ગયું, પણ તેનો મીઠો રણકાર જગત્ના કર્ણ પ્રદેશમાં પોતાનો અખંડ સ્મરણ ધ્વનિ ગજાવી રહ્યું છે.

કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં એ ધનલક્ષ્મીબ્હેનનું સ્થાન સદાને માટે અનુપમ અને અજોડ છે. અમરત્વને વરી ચૂકેલાં પવિત્ર ધનલક્ષ્મીબ્હેન ! તમારા જ્ઞાતિજનો તમારી પવિત્ર પ્રતિમાને માતૃપદે પધરાવીને સદાયે સ્નેહ શ્રદ્ધા અને સત્કારની અંજલીઓ તમારે ચરણે ધરી તમારૂં સ્મરણ હમેશાં કરતી જ રહેશે.

એમણે જે જે સત્પ્રવૃત્તિઓનો ઉમંગથી આરંભ કર્યો હતો અને જ્ઞાતિનાં કલ્યાણની પવિત્ર ઇચ્છા રાખી હતી, તેને

આગળ ચલાવી સફળ કરવાની અને પીરાણાનો સર્વથા ત્યાગ કરી, જ્ઞાતિના સુધારક ભાઇઓ સાથે મળી જવાની એ પવિત્ર બ્હેનના સમજુ સ્વામીની એક અનિવાર્ય ફરજ છે. લેખક આશા રાખે છે, કે એ સદ્‌ગૃહસ્થ એ રીતે પોતાની પવિત્ર પત્નીનું તર્પણ કરીને એના પવિત્ર આત્માને સંતુષ્ટ કરશે.

એ પવિત્ર બ્હેનની હૃદયની લાગણી હતી કે, પોતાની જ્ઞાતિને પ્રપંચી પીરાણાપંથના પાપી પાશમાંથી છોડાવી, ધર્મીષ્ટ ક્ષત્રીય જ્ઞાતિને શોભે, એવી પોતાની આગલી યશસ્વી સ્થિતિ મેળવી, જગત્‌ની ઉજવલ જ્ઞાતિઓમાં પોતાનું માનભર્યું સ્થાન મેળવી લે. એ બ્હેનની ઇચ્છા હતી કે પોતાની જ્ઞાતિના ભાઇઓ અને બ્હેનો ઘટ–પાટની પાખંડલીલાઓ છોડી, પ્રાતઃસ્મરણીય શ્રી સીતામાતા અને શ્રી રામચંદ્રની પૂજા કરવા લાગે. એમની ઉગ્ર ઇચ્છા હતી કે ઇમામશાહી કલમાની દુવાને બદલે શુધ્ધ સનાતન ધર્મની પવિત્ર ઉપાસના કરી, પોતાની જ્ઞાતિ આગલી પવિત્રતા અને જાહોજલાલીને પાછી મેળવે.

એમની ઉમંગભરેલી અભિલાષા હતી કે કચ્છી કણબીઓના નિવાસ વચ્ચે પ્રભુ મંદિરના મંગલ ધ્વનિ સહિત સ્તોત્રોના પવિત્ર ઉચ્ચાર અને આરતીની ઘંટા નાદ ગાજી રહે, અને પ્રકાશિત દીપમાલા પ્રકાશી શાશ્વત સદ્‌ગુણના સુવાસિત ધૂપથી કણબી કુટુંબોનાં ગૃહકુંજો સુવાસિત બની રહે. એ બ્હેને આરંભેલાં સત્કાર્યને એમનાપતિ પ્રેમ સહિત પરિપૂર્ણ કરે.

સ્વધર્મ અને સ્વદેશના ઉદય માટે એમને એવા એવા અનેક ઉંચા અભિલાષો હતા. એ ઇશ્વર નજીકના ભવિષ્યમાં

સફલ કરે. એમનેજ પ્રતાપે આ લેખકની જ્ઞાતિ સુધારણાની ભાવનાને અનેક રીતે પરિપુષ્ટિ અને સફળતા મળી હતી. પહેલી પાટીદાર પરિષદને સફળ કરવામાં મુખ્ય એ સુશીલ બ્હેનનો પવિત્ર હાથ ઘણું ઘણું કામ કરી રહ્યો હતો. એ પવિત્ર સ્વર્ગવાસિની બ્હેનનું સ્મરણ કાયમ રાખી, અંતરના ભાવોની જાહેરમાં ગુણપૂજા કરી લેવાના–અને આ ભાવ પુષ્પોની નિઃસ્વાર્થ ચિત્તે એ બ્હેનને ચરણે અંજલિ અર્પણ કરવાને જે પવિત્ર આશયથી આ લઘુજીવન લખાયેલું છે, તેનો શુદ્ધ હેતુ ઇશ્વરકૃપાએ સફલ થાઓ અને એ સ્વર્ગવાસી બ્હેનના અમર આત્માને પ્રભુચરણે ચિર શાંતિ પ્રાપ્ત થાઓ.

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:



## પીરાણા "સતપંથ"નો રસીક અને રહસ્યભર્યો મહાભારત ભેદી ઇતિહાસ.

હિન્દુભાઇઓને છળવા અને વટલાવવાનું પ્રપંચી કારસ્થાન !
પ્રિય હિન્દુભાઇઓ ! આ વાંચો, ચેતો અને જાગૃત થાઓ !

## " પીરાણા સતપંથની પોલ ! અને સત્યનો પ્રકાશ. "

—:)○(:)○(:—

કહેવાતા પીરાણા ઇમામશાહી કબ્રસ્તાની અર્ધદગ્ધ ખીચડીઆ **સતપંથનો** છૂપો અને **ભેદી ઇતિહાસ** ! અનેક વરસોની મહેનત અને શોધખોળથી એ છુપા ગુપ્તપંથી પુસ્તકોનાં સાધન હજારોના ખર્ચે મેળવી ઘણી મહેનતથી તૈયાર કરેલો એક અમૂલ્ય ભેદભરેલો મહાન ગ્રંથ !

**"સતપંથ"**નું દાંભિક નામ ધારણ કરી, તેમાં હિંદુ દેવદેવીઓ તથા બુદ્ધદેવને અને ઇસ્લામી ઇમામોને એક સાથે ગોઠવી દઇને, નુરસતગોર, પીરશમ્સ, પીર સદરદીન, કબીરદીન અને ઇમામશાહ વિગેરે પ્રપંચી પાત્રોએ રચેલી અદભુત ઇંદ્રજાળ ! અમીની ગોળી, ખાનાનો પ્રસાદ, પીરાણાની જાત્રા, ગંગવો કુવો અને સૈયદો, કાકા તેમજ મુખીઓની ગુલામીની રસભરી રાસલીલા ! જરૂર વાંચો. તેમાં ઘણુંય નવું જોવા અને જાણવાનું મળશે.

સૈકાઓથી રાત્રે ઘટપાટ બીછાવી, ભજવાતા આ નવા નાટકનું અંધારી દીવાલો વચ્ચે દટાઇ રહેલું સતપંથનું હજારો રૂપિયા ખર્ચતાં પણ ન મળી શકે એવું, સંપૂર્ણ સાહિત્ય, મહોર, નબુવત, રોજા અને દલદલ ઘોડાના સુંદર સપ્તરંગી ચિત્રો અને તેમનો ભેદી ઇતિહાસ નૂરનામું, બાજનામું–રતનનામું–નાદેઅલી–પીરશાહનો પાઠ, તૈયબનો કલમો, દશ અવતાર, ક્રિયાઓ, મૂલબંધ, દશંતરી, ગાવંત્રી, બનાવટી સંધ્યા વગેરે અનેક ગોઠવી કહાડેલાં વિચિત્ર ગ્રંથોનાં ચોકઠાંથી ઉભો કરેલો

પીરાણા સતપંથ, નકલંકી ગુપ્ત ગ્રંથ વગેરે અનેક છુપા અને પ્રપંચી ધર્મોનો સીલસીલાબંધ બહુ મહત્વભર્યો મહાભારત ઐતિહાસિક અને ભેદી ગ્રંથ !

આ એક જ ગ્રંથ વાંચવાથી હિંદુ ધર્મને અનેક રીતે હાનિ પહોંચાડનારા, અને ભોળા હિંદુ ભાઈઓને પ્રપંચોથી ફોસલાવી, પ્રપંચ જાળમાં પકડી, વટાળીને ભ્રષ્ટ કરી, ધન-ધર્મ-જાતિ તેમજ સન્માનનું હરણ કરી, હિંદુ ધર્મના જ દુશ્મનો બનાવનારા, કરપીણ કારખાનાઓની કુટિલ ક્રિયાઓનો એક ભયંકર તાદશ્ય ચિતાર !

દુનિયાની સપાટી ઉપર અનેક ધર્મઓને ઠગાઈથી વટલાવવા માટે કેટલાંક મહાન્ ભેજાંઓમાંથી ઉપજાવેલું એક પ્રત્યક્ષ બહેસ્ત (ભેસ્ત), તેના ભેદ-ભરમો અને ભોગવિલાસના પ્રપંચ પડદાઓનો ઘણો રસીલો હેવાલ !

ઉપરના પાખંડ ધર્મોની ઉત્પત્તિ સ્થિતિ તથા જન્મથી મરણપર્યંત તેના સેવકોને કરવાની કુટિલ ક્રિયાઓ, તેમજ જગતને ઉંધે રસ્તે ચડાવવાની યુક્તિઓ; હિંદુઓને ધર્મદ્રોહી, દેવદ્રોહી, જ્ઞાતિ અને દેશદ્રોહી બનાવનારી ભીષણ ઈંદ્રજાળ. આ પુસ્તકનું કદ રૉયલ આઠ પેજી મ્હોટાં ૫૬૦ પાનાં, ગ્લેઝ ચીકણા કાગળ, સુંદર ચિત્રો, વંશાવળીના કોઠાઓ, અને પાકું પુઠું. આ મહાન્ ગ્રંથ હજારોના ખર્ચે તયાર કરેલો હોવા છતાં, ધર્મસેવા અને જાતિસેવાના હેતુથી તેની પડતર કિંમત ફક્ત રૂપિયા ચારજ રાખી છે.

મળવાનું ઠેકાણું:—**નારાયણજી રામજીભાઈ** કોન્ટ્રાકટર.

કચ્છ-વીરાણી તા૦ નખત્રાણા-કચ્છ.

હવે ફક્ત જૂજ નકલો બાકી છે. માટે સત્વર મંગાવી સ્વધર્મનું રક્ષણ કરનારો આ મહાભારત ઇતિહાસિક ગ્રંથ ઉમંગથી વાંચો અને ભાવથી સંગ્રહી રાખો.

